# નવીન ભૂગોળ ભાગ ૧

## ગુજરાત

લેખક તથા પ્રકાશક
**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;**
હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૧લી  પ્રત ૧૦૦૦  સને ૧૯૩૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
**એસ. બી. શાહની કું.**
પાનકોર નાકા—**અમદાવાદ**

* * *

કિંમત સાડા ચાર આના

# નવીન ભૂગોળ ભાગ ૧

## ગુજરાત

લેખક તથા પ્રકાશક
મૂળજીભાઈ હીરાલાલ ચોકસી, એમ. એ;
હેડમાસ્તર, પ્રે: ટ્રે. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.



આવૃત્તિ ૧લી  પ્રત ૧૦૦૦  સને ૧૯૩૦

અમદાવાદ—ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

એકલા એજન્ટ
એસ. બી. શાહની કં.
પાનકોર નાકા—અમદાવાદ

***

કિંમત સાડા ચાર આના

પ્રાણલાલ કિરપારામ દેસાઈ. બી. એ.

તેમના હૃદય અને બુદ્ધિના ગુણોથી
આકર્ષાઈ એમને આ પુસ્તક
અર્પણ કરવામાં આવ્યું છે.

# ઉપોદ્ઘાત.

છેલ્લાં પચીસ વર્ષની અંદર ભૂગોળશિક્ષણમાં મોટા ફેરફારો થયા છે. હાલમાં ભૂગોળને એક શાસ્ત્રીય વિષય તરીકે ગણવામાં આવે છે; એટલે તેમાં આપેલી બાબતો કાર્યકારણભાવની દૃષ્ટિથી જોવામાં આવે છે. તેમાંની હકીકત કેવળ છુટીછવાઈ શીખવવાથી વિદ્યાર્થીઓ ગોખીને યાદ રાખે છે. જ્યાંસુધી ભૌગોલિક બાબતો તેમના આગળ વર્ણનરૂપે રસિક રીતે મૂકવામાં આવે નહિ, તેમજ તેમાં રહેલા કાર્ય-કારણભાવની ઘટના તેમને સમજાવાય નહિ, ત્યાંસુધી તે વિષય શુષ્ક અને સંબંધ વગરની શૈલીથી શીખવવામાં આવે એ નવાઈ પામવા જેવું નથી. કોઈ પણ દેશના ત્યાંની જમીન અને આબોહવાને અનુસરી હાલમાં પ્રદેશ પાડવામાં આવે છે, અને તે ઉપરથી નીપજતાં વનસ્પતિ, પાક, પ્રાણી, ઉદ્યોગો, રાજ્યવહીવટ વગેરે બાબતો કાર્ય-કારણના સંબંધને અનુસરી શીખવવામાં આવે છે. એથી વિદ્યાર્થીની વિચારશક્તિ કેળવાય છે અને તેમાં તેને રસ પડે છે. આ વિચારને અનુસરી આ ભૂગોળની યોજના ઘડવામાં આવી છે. વળી ભૂગોળની હકીકતનો સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે જેટલા બને તેટલા નકશા મૂકવામાં આવ્યા છે. જો શિક્ષકવર્ગ આમાં બતાવેલી શૈલી મુજબ નકશાની મદદથી શીખવશે, તો જરૂર વિદ્યાર્થીને આ વિષય કંટાળા ભરેલો લાગશે નહિ.

આ પુસ્તક રચવામાં સરકારી ગેઝેટીઅર અને નકશા તથા જુદી જુદી ગુજરાતી ભૂગોળની મદદ લેવામાં આવી છે. તે બધા લેખકોનો હું આભાર માનું છું.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ. }
તા. ૩-૧૧-૧૯૩૦. } મૂ. હી. ચોકસી.

# અનુક્રમણિકા

# નવીન ભૂગોળ ભાગ ૧.

## ગુજરાત

### સામાન્ય વર્ણન

### પાઠ ૧ લો

તમે તમારા ગામ અને જિલ્લાની ભૂગોળ શીખી ગયા છો. જેમ ઘણાં ગામ મળી જિલ્લો થાય છે, તેમ ઘણા જિલ્લા મળવાથી પ્રાંત થાય છે. આપણે ગુજરાત પ્રાંતમાં રહીએ છીએ. આપણે જે ભાષા બોલીએ છીએ તે ગુજરાતી કહેવાય છે. ગુજરાત નામ ગુર્જર લોકો પરથી પડયું છે. તે લોકની ભટકતી ટોળી પાંચમી સદીની મધ્યમાં એટલે આજથી આશરે પંદરસો વરસ ઉપર ઉત્તરમાંથી ઘણે આઘેથી આવી પ્રથમ રજપુતાનામાં રહી હતી. પછીથી તેમણે ભરુચમાં રાજ્ય સ્થાપ્યું હતું.

ગુજરાતમાં તળ ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છનો સમાવેશ થાય છે. તેમજ વડોદરા, મહીકાંઠા, રેવાકાંઠા, પાલનપુર અને ખંભાતનાં સંસ્થાનો તેમાં આવી જાય છે. ગુજરાતની ઉત્તરે મારવાડનું રણ છે. પૂર્વમાં આબુ પર્વતમાંથી નીકળતા ડુંગરાઓ પાવાગઢ આગળ વિંધ્યાચળની સાથે જોડાઈ જાય છે. આ ડુંગરનો મુલક ખાડા ટેકરાવાળો ખડકાળ તેમજ જંગલવાળો પ્રદેશ છે. ત્યાંથી વાયવ્ય ખુણામાં તે ઢળતો ઢળતો કચ્છનું રણ, નળકાંઠો અને સમુદ્ર તરફ જાય છે.

વચમાં કોઈ ડુંગર કે ઉંચી જગા આવતી નથી. નળકાંઠો, રણ, અને કિનારાની સપાટ જમીનથી, આગળ ખારાશવાળો અને રેતાળ ભાગ આવે છે. ત્યાંની જમીનમાંનું પાણી ખારૂં છે. ઉત્તરે પાલણપુરના ઘાસના મેદાનમાં બનાસ અને સરસ્વતી નદી વહે છે. આ નદીઓ અરવલ્લીના પર્વતમાંથી નીકળી કચ્છના રણમાં પડે છે. વળી સાબરમતી બનાસના મૂળ આગળથી નીકળી ખંભાતના અખાતને મળે છે. નર્મદાનું નીચલું વહેણ વડોદરા, રાજપીપળાના રાજ્ય, અને ભરુચ જિલ્લામાં થઈ ખંભાતના અખાતને મળી જાય છે.

નકશામાં જોવાથી માલમ પડશે કે આપણો ગુજરાત પ્રાંત એ મુંબઈ ઇલાકાનો એક ભાગ છે; અને મુંબઈ ઇલાકો હિંદુસ્તાનમાં આવેલો છે. વળી હિંદુસ્તાન પણ પૃથ્વીના જે જુદા જુદા ખંડ છે તેમાંના એશિઆખંડનો એક ભાગ છે. આવી રીતે આપણો પ્રાંત પૃથ્વીનો એક નાનો ભાગ છે.

**સીમાઃ**—ગુજરાતની ઉત્તરે કચ્છનું રણ, મારવાડ અને અરવલ્લીની હાર આવેલી છે. પૂર્વમાં માળવા અને ખાનદેશ તથા દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર છે, પશ્ચિમે ખંભાતનો અખાત તથા કચ્છનું રણ આવેલાં છે.

ગુજરાત પ્રાંતમાં કચ્છ, કાઠિઆવાડ, તથા તળ ગુજરાતનો સમાવેશ થાય છે. કાઠિઆવાડ એ દ્વીપકલ્પ છે. તેની ત્રણે બાજુએ દરીઓ આવેલો છે; અને તેની એક બાજુ જમીન આવેલી છે, તેથી તેને **દ્વીપકલ્પ** કહે છે. કાઠિઆવાડની પૂર્વ બાજુના ભાગમાં એક વખત ખંભાતના અખાતનો પ્રવાહ જતો હતો; અને અરબી સમુદ્રનું પાણી કચ્છના રણમાં થઈને તેની આસપાસ રહેતું હતું. ખંભાતનો અખાત અને કચ્છના રણની વચ્ચેની ભૂમિને **નળકાંઠાનો** મુલક કહે છે. કાઠિઆવાડમાં દરીઆકિનારાનો ભાગ સપાટ છે, પણ વચ્ચે ગીરનાર, શેત્રુંજો, બરડો વગેરે પર્વતો આવવાથી તે મધ્યમાં ઉંચો છે. તેનાં હવાપાણી દરીઆકિનારાના મુલક જેવાં છે. તેવીજ

રીતે કચ્છના કિનારાનો પ્રદેશ સપાટ છે; પણ મધ્યમાં ડુંગરોની હાર આવેલી છે. તેની હવા પણ દરીઆકિનારાના જેવી છે.

ગુજરાતની
ભૂમિરચના



કચ્છ એટલે સમુદ્ર કિનારાની જમીન. તે મુલક અરબી સમુદ્રને કિનારે આવેલો હોવાથી તે કચ્છ કહેવાય છે. ચોમાસામાં સમુદ્રનું પાણી કચ્છના રણમાં પેસી જાય છે, તેથી તે દ્વીપકલ્પ જેવો

જણાય છે. કચ્છમાં વરસાદ ઘણો ઓછો પડે છે, અને તાપ વધારે પડે છે. તળ ગુજરાત એક મોટું સપાટ મેદાન છે. તેની પૂર્વમાં ડુંગરોની હાર છે. તેમાં સાબરમતી, મહી, નર્મદા તથા તાપી નદીઓ વહે છે; તેથી તે આખોએ પ્રાંત એકંદર રીતે રસાળ છે; પણ ખાસ કરીને જે પ્રદેશમાં થઈ નર્મદા અને તાપી વહે છે તે વિશેષ ફળદ્રુપ છે, તેથી તેને ગુજરાતનો બગીચો કહે છે.

છેક ઉત્તરમાં લુણીના મુખથી તે દમણગંગા સુધીનો ભાગ તળ ગુજરાતમાં આવે છે. પશ્ચિમે તેની હદ નળકાંઠા સુધી છે; પણ હવાપાણીને અનુસરી તેના ત્રણ ભાગ પાડી શકાય છે. જેમ જેમ દક્ષિણમાંથી મધ્યમાં આવીએ છીએ, તેમ તેમ વરસાદ ઓછો પડે છે; અને છેક ઉત્તરના ભાગમાં જઈએ ત્યારે તે ઘણો ઓછો હોય છે, તેથી તેના કુદરતી વિભાગ નીચે મુજબ છે.

(૧) **દક્ષિણ**; (૨) **મધ્ય** અને (૩) **ઉત્તર ગુજરાત**. ભરુચથી દમણ સુધીનો દક્ષિણ ગુજરાત, ભરુચ અને અમદાવાદ વચ્ચેનો ભાગ મધ્ય ગુજરાત, અને અમદાવાદની ઉત્તરનો ઠેઠ આબુની દક્ષિણ સુધીનો ભાગ ઉત્તર ગુજરાત છે. આવી રીતે ગુજરાતના પાંચ ભાગ પડે છે. (૧) ઉત્તર, (૨) દક્ષિણ, (૩) મધ્ય ગુજરાત, (૪) કાઠિઆવાડ, અને (૫) કચ્છ.

પ્રશ્નો :–

૧. ગુજરાત નામ શા ઉપરથી પડયું છે ?
૨. જો આપણે ગુજરાતની આસપાસ ફરીએ તો તેના કયા કયા ભાગ આપણા જોવામાં આવે ?
૩. ગુજરાતનો બગીચો એટલે શું ?
૪. ગુજરાતના કુદરતી ભાગો નકશો કાઢી તેમાં જણાવો.



# પાઠ ૨ જો

## ભૂમિરચના–પર્વતો

ગુજરાત એ સપાટ પ્રદેશ છે અને તેમાં ઘણી નદીઓનાં પાણી વહેવાથી તે રસાળ બન્યો છે. તેમાં નર્મદા અને તાપી નદીની આજુ-બાજુનો ભાગ ઘણો રસાળ છે; તેથી ત્યાં સારી ખેતી થાય છે. જેમ જેમ ઉત્તરે જઈએ છીએ તેમ તેમ જમીન રેતાળ આવે છે અને વરસાદ ઓછો પડે છે. વળી કચ્છના રણ તરફનો ભાગ ખારી અને ઉજ્જડ જમીનનો છે. ત્યાંનું જમીનતળ ખારાશવાળું છે. કાઠિઆ-વાડ અને ગુજરાત વચ્ચે નળકાંઠાનો પ્રદેશ છે, તે ખારવાળો અને વનસ્પતિ વગરનો છે.

કાઠિઆવાડની મધ્યમાં ગીરના ડુંગરોની હાર ૪૦ માઇલ લાંબી છે. તેમાં ગાઢાં જંગલો આવેલાં છે. ટુંકી યાળવાળા સિંહ ત્યાં જોવામાં આવે છે. હવે તે થોડા થઈ ગયા છે. કાઠિઆવાડ ઉંચોનીચો પ્રદેશ છે. તેમાં જુદી જુદી બાજુએ ડુંગરાઓ આવેલા છે. ઝાલાવાડની પશ્ચિમે થાંગા અને માંડવની તથા હાલારની ટેકરીઓ સિવાય ઉત્તરનો ભાગ સપાટ છે; પણ દક્ષિણમાં ઘોઘાની પાસેથી ગીરના ડુંગરો શરૂ થાય છે, તે કિનારાને સમાંતર આવેલા છે. તે સોરઠમાં થઈ ગીરનાર પાસે આવે છે. છેક પશ્ચિમમાં બરડા ડુંગરની હાર ઉત્તર અને દક્ષિણ તરફ ૨૦ માઇલ લાંબી આવી છે. કાઠિઆવાડના મોટા ભાગની જમીન વેરાન છે, કારણ કે તે ખડકવાળો પ્રદેશ છે; અને તેના ઉપર જમીનતળ બરાબર નહિ હોવાથી ત્યાં સારી ખેતી થઈ શકતી નથી.

કચ્છની જમીન ખડકાળ, વેરાન અને ઝાડબીડ વગરની છે, તોપણ તેમાં ડુંગરની હારો જોવામાં આવે છે. થોડે દૂર ત્રણ ડુંગરની હાર છે. તે પશ્ચિમમાં આવેલી છે અને પૂર્વ તરફ સાંકડી થઈ જાય છે. પૂર્વમાં વાગડની ટેકરી છે, અને રણમાં પણ બેટ જેવા ટેકરા છે. કચ્છમાં ઉંચામાં ઉંચું શિખર ૧૦૦૦ ફુટ ઉંચું છે.



ખીણ



પર્વત મેદાન



ગિરિ સમૂહ



ગિરિમાળા



ઉચ્ચ પ્રદેશ

જે જમીન ઉંચી હોય છે તેને **ટેકરો** કહે છે. તે તો તમે જોયો હશે. જે જમીન ટેકરાથી વધારે ઉંચી હોય છે, તેને **ડુંગર** કહે છે. તેના ઉપર ઝાડી અને ખાડાટેકરા હોય છે. જે ડુંગર ઘણો ઉંચો અને લાંબો હોય છે તેને **પર્વત** કહે છે. પર્વત ઉપર ઝાડી પુષ્કળ હોય છે. તેની જમીન ઉંચીનીચી ખાડાટેકરાવાળી હોય છે. પર્વતના છેક ઉપરના ભાગને **શિખર** કહે છે. જે જમીન સીધી સપાટ હોય છે તેને **મેદાન** કહે છે. બે પર્વતની વચ્ચેના રસ્તાને **ખીણ** કહે છે. પર્વત ઉપરનો જે સપાટ ભાગ (મેજ જેવો) હોય છે તેને **ઉચ્ચપ્રદેશ** કહે છે. જ્યારે જુદા જુદા પર્વતો પાસે પાસે આવ્યા હોય છે, ત્યારે તેને ગિરિ (પર્વત) સમૂહ કહે છે; પણ જો એક પર્વતના મધ્ય ભાગમાંથી જુદા જુદા પર્વતોની હારો જુદી જુદી દિશામાં જતી હોય તો તે **ગિરિમાળા** કહેવાય છે. કેટલાક પર્વત ઉપર કિલ્લો હોય છે. વળી કેટલાક ડુંગર ઉપર સુંદર દહેરાં બાંધેલાં હોય છે. આપણા પ્રાંતમાં પર્વતો ક્યાં ક્યાં આવેલા છે તે હવે જોઈએ.

**આબુ:**—છેક ઉત્તરમાં આબુ પર્વત આવેલો છે. તેની વચમાં ૭ માઇલની ખીણ છે અને તેમાં બનાસ નદી વહે છે. તે ૫૬૦૦ ફુટ ઉંચો છે અને ૧૨ માઇલ લાંબો છે. ગુજરાતના બધા પર્વતોમાં તે ઉંચામાં ઉંચો છે, તેથી તેને **ગિરિરાજ** કહે છે. ત્યાંની હવા તંદુરસ્ત અને ખુશનુમા છે, તેથી પૈસાદાર લોકો અને અમલદારો ઉનાળામાં ત્યાં હવા ખાવા જાય છે. તેની તળેટીમાં અને ચઢાવમાં પુષ્કળ ઝાડી છે. તેમાં વાંસનાં જંગલો છે. વરસાદ બહુ સારો પડવાથી ત્યાં ઘણી વનસ્પતિ થાય છે. આબુ પર્વત ઉપર જવા માટે મોટરનો રસ્તો કરેલો છે. આબુ ઉપર દેલવાડાનાં જૈન લોકોનાં સુંદર આરસપહાણનાં દહેરાં છે. તેનું કોતરકામ તથા તેનો ઘાટ કોઈ પણ માણસને અજાયબી પમાડે તેવાં છે. તે જોવાને ઘણા પરદેશી લોકો ત્યાં આવે છે, ઘણા જૈન લોકો ત્યાં જાત્રાએ જાય છે. તેના ઉપર તથા અર્બુદા દેવીનું દહેરૂં છે. વળી શિખર ઉપર આવેલું અચળેશ્વરનું જૈન

દહેરૂં જોવા લાયક છે. તેનાથી થોડે માઇલ ગુરુ દત્તાત્રયનું ઉંચું શિખર ૫૬૫૦ ફુટ ઉંચું છે. તે ઉપર જવાનું મુશ્કેલ છે, તેથી થોડાં માણસો ત્યાં જઈ શકે છે. આબુ ઉપર દેલવાડામાં પાંચ જૈન દહેરાં વસ્તુપાળ અને તેજપાળ નામના વાઘેલા રાજાઓના પ્રધાનોએ બંધાવેલાં છે. તેની પાછળ કરોડો રૂપીઆ તેમણે ખરચ્યા છે. વળી ત્યાં ટેકરી વચ્ચે આવેલું **નખી** નામનું સુંદર તળાવ જોવા જેવું છે. દેવોએ નખથી ખોદેલું તેથી તે નખી તળાવ કહેવાય છે. તે આબુની સુંદરતામાં વધારો કરે છે.

**આરાસુરઃ**—આબુ મૂકીને નીચે આવતાં ગુજરાતની ઈશાનમાં આરાસુરનો પર્વત આવેલો છે. તેમાંથી કોઈ કોઈ ઠેકાણે આરસ-પહાણ નીકળે છે, તેથી તેને **આરાસુર** કહે છે. તેના ઉપર અંબા ભવાનીનું દહેરૂં છે. ત્યાંથી સરસ્વતી નદી નીકળે છે. તે યાત્રાનું સ્થળ છે. અંબાજીનું દહેરૂં ઘણું જુનું છે. ખાસ કરીને ભાદરવામાં લોકો ત્યાં જાત્રાએ જાય છે, તેની ઉપજ દાંતાનો રાણો લેછે. તેની પાસે કુંભારીઆમાં આરસપહાણનાં સુંદર જૈનોનાં દહેરાં છે. ત્યાંથી ઈશાન તરફ ૪ માઇલ દૂર **કોટેશ્વર** મહાદેવનું દહેરૂં છે.

**પાવાગઢઃ**—પછી નીચે આવતાં પંચમહાલ જિલ્લામાં પાવાગઢ પર્વત આવે છે. તેનું ખરૂં નામ પવનગઢ છે, કારણકે ત્યાં પવન બહુ વાય છે. તે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેની આસપાસ મેદાન છે અને તળેટીમાં બહુ ઝાડી છે; પણ ઉપરના ભાગમાં થોડાં ઝાડ ઉગેલાં છે. આ પર્વત ઇતિહાસમાં બહુ જાણીતો થયો છે. તેની તળેટીમાં વનરાજના પ્રધાન ચાંપાએ વસાવેલું **ચાંપાનેર** નામનું મોટું શહેર હતું, પણ હાલમાં તો ત્યાં એક નાનું ગામડું છે. પાવાગઢની પૂર્વ બાજુએ નીચેના ભાગમાં કિલ્લેબંધી અને મજબુત બુરજો બાંધેલા છે. પ્રથમ અટક દરવાજો આવે છે. પછી અડધો માઇલ ગયા પછી મોટો દરવાજો આવે છે. છેલ્લે સદનશાહ દરવાજો છે. ઇ. સ. ૧૪૦૪ માં મહમદ બેગડાએ એ લીધો હતો. છેક ઉપર જઈએ ત્યારે તેના

શિખર ઉપર કાળિકા માતાનું મંદિર અને તેના ઘુમટ ઉપર સદનશાહ પીરની કબર છે. ઘણા લોકો માતાનાં દર્શન કરવા ત્યાં જાય છે. ત્યાં જોવા લાયક જગામાં કિલ્લો, નાગરહવેલી, માંચી, નવલખ કોઠાર, દુધીઉં તળાવ અને જૈન લોકોનાં દહેરાં છે. અહીંઆં સાગનાં ઝાડ




ગુજરાતના પર્વત અને નદી

પુષ્કળ થાય છે. પાવાગઢ પાસેથી શિવરાજપુરના ડુંગરમાંથી મેંગેનીઝ ધાતુ નીકળે છે.

**રાજપીપળા:**—એ ગુજરાતના પૂર્વના પર્વતની હારનો એક ફાંટો છે. તેમાં ગાઢાં જંગલો આવેલાં છે. તેમાં હિંસક પ્રાણી જેવાં કે રીંછ, વાઘ, વરૂ વગેરે જોવામાં આવે છે. ત્યાં અકીકના પત્થરની ખાણ છે. જંગલમાં ઇમારતી લાકડાં ઘણાં થાય છે.

**પારનેરા:**—તે સુરત જિલ્લાના પારડી તાલુકામાં વલસાડની ઇશાનમાં ૪ માઇલ દૂર આવેલો છે. તે ડુંગર ૫૦૦ ફુટ ઉંચો છે. પહેલાં ત્યાં હિંદુ રાજાઓનો કિલ્લો હતો. મહમદ બેગડાએ તે લીધો હતો, અને પછી ફિરંગીઓએ તેનો નાશ કર્યો હતો. પછી શિવાજીના સરદારે તે કબજે કર્યો હતો. ત્યારપછી તે અંગ્રેજોના હાથમાં આવ્યો. હાલમાં ત્યાં માતાનું દહેરૂં તથા કિલ્લાનાં ખંડેરો જોવામાં આવે છે.

**ગીરનાર:**—જુનાગઢથી પાંચેક માઇલ દૂર ગીરનારનો પર્વત આવેલો છે. તે ૩૫૦૦ ફુટ ઉંચો છે. (દરીઆની સપાટીથી) તેને પાંચ શિખર છે. ગોરખનાથનું શિખર ઉંચામાં ઉંચું છે. તે ૩૫૦૦ ફુટ ઉંચું છે. અંબા માતાના શિખર ઉપર અંબાજીનું દહેરૂં છે. ત્યાંનો કિલ્લો અને જુનો મહેલ જોવા લાયક છે. ત્યાં ત્રણ જાણીતા કુંડ છે. ભૈરવજપનો ખડક બહુ સુંદર લાગે છે. તેના ઉપર પાલીતાણાના જેવાં જૈનોનાં સુંદર દહેરાં છે. તેની પાસે અશોકનો જાણીતો શિલાલેખ છે.

**ગીર:**—ગીરના ડુંગરમાં ઘણી નદીનાં મૂળ છે. તેમાંથી ઇમારતી લાકડું ઘણું મળે છે. ત્યાંના જંગલમાં ઘણું ઘાસ થાય છે. જંગલમાં તુળશીશ્યામનું મંદિર છે. ત્યાં ઉના પાણીનો કુંડ છે. ઇમારતી લાકડું, મધ, મીણ વગેરે જંગલની પેદાશ છે.

**શેત્રુંજો:**—તે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેની પાસે પાલીતાણા શહેર છે. તેના ઉપર જૈનોનાં સુંદર દહેરાં છે. જૈન લોકોનું તે ઘણું પવિત્ર ધામ છે.

**બરડો:**—પોરબંદર પાસે કિનારાથી ૧૦ માઇલ દૂર આ ડુંગર છે.

તેનો ઘેરાવો ૩૦ માઇલનો છે. તેનું ઉંચામાં ઉંચું શિખર ૧૭૩૦ ફુટ છે. ડુંગરના ઢાળ ઉપર વાંસ બહુ ઊગે છે.

**ચોટીલો**:—એ પૂર્વમાં આવેલો ડુંગર છે. તે ૫૦ માઇલ લાંબો અને ૭૦૦ થી ૧૨૦૦ ફુટ ઉંચો છે. તેમાં પુષ્કળ ઘાસ થાય છે.

**વાલીકાગીર**:—ગીરની પૂર્વે વાળાક ભાગમાં તે ડુંગર આવેલો છે અને તે ગીર જેવો હોવાથી તે **વાલીકાગીર** કહેવાય છે. તે ૪૦ માઇલ લાંબો છે.

પ્રશ્નોઃ–(૧) પર્વત અને ડુંગરમાં ફેર શો છે ?
(૨) ગુજરાતના નકશામાં કાઠિઆવાડના પર્વતો મૂકો.
(૩) ગુજરાતની પૂર્વે કયા કયા પર્વતો છે ?
(૪) આબુ પર્વતનું વર્ણન કરો.
(૫) ખનીજ અને ઈમારતી લાકડાં કયા પર્વતોમાંથી મળી આવે છે ?

---

## પાઠ ૩ જો

### નદીઓ

સૂર્યના તાપને લીધે દરીઆના પાણીની વરાળ થઈ ને ઉંચે જાય છે. તે વરાળ ભેગી થાય છે, ત્યારે વાદળાં બંધાય છે. ઉનાળાના તાપને લીધે પવન વાય છે, ત્યારે તે વાદળાંને ઘસડી લાવે છે, અને જ્યાં ઠંડક હોય ત્યાં તે વરસાદ રૂપે પડે છે. જ્યારે વરસાદ પર્વત કે ડુંગર ઉપર પડે છે, ત્યારે તેની બખોલમાં અને કરાડમાં પાણી ભરાઈ રહે છે, અને તે ધીમે ધીમે **ઝરણા** રૂપે વહે છે. જ્યારે ઘણાં ઝરણાં ભેગાં થાય છે, ત્યારે **વહેળો** થાય છે.

નદીનું પ્રથમ સ્વરૂપ આવું નાનું હોય છે; પણ જ્યારે તે આગળ વહે છે, ત્યારે બીજા વહેળાઓનું પાણી મળવાથી તે મોટી થાય છે.

આવા મોટા વહેળાને **નદી** કહે છે. જે જગાએથી નદી નીકળે છે, તે **મૂળ** કહેવાય છે. જ્યાં તેનું પાણી મળે છે, તે જગા **મુખ** કહેવાય છે. જો મૂળ અને મુખ વચ્ચે વધારે અંતર હોય, તો તે નદી લાંબી હોય છે. નદીના મુખ તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફનો **જમણો કિનારો** અને ડાબા હાથ તરફનો **ડાબો કિનારો** કહેવાય છે. નદીનું પાણી ઉંચી જગાએથી ઢાળ પડતી નીચી જગાએ વહે છે. તે નકશામાં જોતાં જણાઈ આવશે. ગુજરાતના ઈશાન અને પૂર્વમાં ડુંગરોની હાર હોવાથી જમીનનો ઢાળ પશ્ચિમ અને દક્ષિણ તરફનો છે, તેથી નદીઓ દક્ષિણ અને પશ્ચિમ તરફ વહે છે.

**ભાદર નદીઃ**—કાઠિઆવાડમાં જે પર્વતો કે ડુંગરો આવેલા છે તે નીચા હોવાથી ત્યાં વરસાદ ઓછો પડે છે, તેથી ત્યાં નદીઓ નાની છે. આખા કાઠિઆવાડમાં ભાદર નદી (૧૨૦ માઇલ) મોટામાં મોટી છે. તે જસદણ પાસેના માંડવ ડુંગરમાંથી નીકળી નૈર્ઋત્ય બાજુએ વહે છે, અને નવીબંદર આગળ દરીઆને મળે છે. તેના કિનારા ઉપર લીલાંછમ ખેતરો જોવામાં આવે છે. તેના ઉપર ઉપલેટા, જેત-પુર, નવીબંદર જસદણ અને કુતીઆણા ગામ આવેલાં છે.

**સુખભાદરઃ**—તે ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેની પાસે **રાણપુર** આવેલું છે.

**શેત્રુંજીઃ**—આ નદીનો દેખાવ સુંદર અને ભવ્ય લાગે છે. તે ગીરમાંથી નીકળી પૂર્વ તરફ વહે છે. અને પાલીતાણા પાસે થઈ ખંભાતના અખાતને મળે છે. તેના ઉપર પાલીતાણા આવેલું છે. તેના કિનારા પરનો મુલક ફળદ્રુપ છે.

**ભોગાવોઃ**—લીંમડીનો ભોગાવો અને વઢવાણનો ભોગાવો એવી બે નદી પૂર્વમાં વહે છે. તેનું પાણી ખારૂં છે. તેમાં ચોમાસામાં નળ-કંઠાનું પાણી આવે છે.

કાઠિઆવાડમાં આ સિવાય રંગમતી, નાગમતી, ઉંડ, આજી, મચ્છુ અને ફલકુ નદીઓ છે.

**બનાસઃ**—છેક ઉત્તરે ઉદેપુરના ડુંગરમાંથી નીકળે છે. અને પશ્ચિમ તરફ પાલણપુર સંસ્થાનના ડીસા આગળ થઈ કચ્છના રણમાં પડે છે. પાણી છાછરૂં હોવાથી તેમાં હોડી ફરી શકતી નથી. તે રેતાળ પ્રદેશમાં થઈને વહે છે. તેના ઉપર **રાધનપુર** અને **ડીસા** છે. બંધ બાંધી તેનું પાણી ખેતીના કામમાં લેવામાં આવે છે.

**સરસ્વતીઃ**—આ નદી આબુમાંથી નીકળી બનાસને સમાંતર વહે છે અને તે પણ પાલણપુર એજન્સિમાં થઈ કચ્છના રણને મળે છે. બનાસ અને સરસ્વતી સમુદ્રને મળતી નથી તેથી તે **કુંવારી નદી** કહેવાય છે. સરસ્વતી પવિત્ર મનાય છે. માનું શ્રાદ્ધ કરવાને લોકો તેને કાંઠે આવેલા **સિદ્ધપુર** ગામે જાય છે. તેને કાંઠે **દાંતા** અને **પાટણ** આવેલાં છે.

**સાબરમતીઃ**—(૨૦૦) તે રજપુતાનાના અરવલ્લી ડુંગરના **ઢેબર** સરોવરમાંથી નીકળી મહીકાંઠા એજન્સિમાં થઈ ગાયકવાડી મુલક અને અમદાવાદ જિલ્લામાં થઈ ખંભાતના અખાતને મળે છે. તે ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે. આ નદીનો ઘણોખરો ભાગ ગુજરાતમાં થઈ વહે છે. મૂળ તરફ એના કાંઠા ઉંચા છે અને મુખ તરફની જમીન સપાટ છે. વધારેમાં વધારે તે ૫૦૦ યાર્ડ પહોળી છે. તેને ઘણી નાની નદીઓ મળે છે. તેને પ્રાંતિજ તાલુકાની વાયવ્ય સરહદ તરફ હાથમતી મળે છે. ત્યાંથી એને **સાબરમતી** કહે છે. પછી ધોળકા નજીક **ખારી** તથા **વૌઠા** આગળ **વાત્રક** વગેરે નદીઓ તેને મળે છે. તેના ઉપર **સાદરા** અને **અમદાવાદ** મુખ્ય શહેરો છે.

**મહીઃ**—(૩૨૦) તે ગુજરાતની પૂર્વમાં માળવાના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળે છે, અને ડુંગરપુર અને વાંસવાડાના રાજ્યોમાં થઈ ગુજરાતમાં વહે છે. અંગ્રેજી હદમાં ખેડા અને પંચમહાલ જિલ્લાને વડોદરાના રાજ્યથી જુદો પાડે છે. પછી તે ખંભાતના મુલકની દક્ષિણે અને ભરુચ જિલ્લાની ઉત્તરે થઈને ખંભાતના અખાતને મળે છે. મહી નદીની કિનારાની ભેખડો ઘણી ઉંચી છે. તેના મુખ આગળ ખંભા-

તથી કાવી સુધીનો પટ પાંચ માઈલ પહોળો હોવાથી તેને **મહી-સાગર** કહે છે. સાબરમતી કરતાં મહી નદી દોઢગણી મોટી છે. આ બંને નદીનું વહેણ ઉત્તરથી દક્ષિણ તરફનું છે. તેના મુખ ઉપર **ખંભાત** બંદર છે. તેમાં નાનાં વહાણો ફરી શકે છે.

**નર્મદાઃ**—તે મધ્ય પ્રાંતના બિલાસપુર જિલ્લામાં **અમરકંટક**ના ડુંગરમાંથી નીકળે છે. માળવામાં થઈને ગુજરાતમાં આવતાં પહેલાં તે ૫૦૦ માઇલ આરસની મોટી ખડકોમાં રસ્તો કોરી આગળ વધે છે. તેની લંબાઈ લગભગ ૮૦૦ માઇલ છે. નર્મદા નદી ગુજરાતમાં ૧૫૦ માઇલ સુધીના પ્રદેશમાં વહે છે. પણ તે ગુજરાતમાં મોટામાં મોટી નદી છે. તે રેવાકાંઠા એજન્સિ અને ભરુચ જિલ્લામાં થઈ વહે છે; તેથી રેવાકાંઠા એજન્સિ વડોદરા રાજ્યથી જુદી પડે છે. તે ભરુચ આગળ ખંભાતના અખાતને મળે છે. આ નદીને હિંદુઓ ઘણી પવિત્ર માને છે. નર્મદાનું બીજું નામ **રેવાજી** છે. **ગંગા, જમના** અને **સરસ્વતી**માં સ્નાન કરવા કરતાં **નર્મદા**માં નાહવાથી વધારે પુણ્ય થાય છે. તેના દર્શન માત્રથી પવિત્ર થવાય છે એવું લોકો માને છે. સાધુસંતો નદીની પ્રદક્ષિણા કરે છે. **શુકલતીર્થ, ભરુચ, ચાણોદ, કર્નાળી, નાંદોદ** અને **ભાડભુત** તેના કિનારા પર આવેલાં છે.

આ નદીનો **સુરપાણ** નામનો ધોધ જોવા લાયક અને સુંદર છે. તેના મુખથી લગભગ સો માઇલ સુધી બધી ઋતુમાં હોડીઓ ફરી શકે છે. વર્ષાઋતુમાં મોટાં વહાણ પણ જઈ શકે છે, એટલે વેપાર માટે જોઈએ તેવી ઉપયોગી છે. તેનો કાંઠો કોતરવાળો અને ઘણો ઉચો હોવાથી તેનું પાણી ખેતીના કામમાં આવી શકતું નથી. તેની ખીણનો પ્રદેશ ફળદ્રુપ અને પાણીથી ભરપુર હોવાથી ગુજરાત-માં ઘણો રસાળ મુલક ગણાય છે. તેના મુખ આગળની ખાડી ૧૭ માઇલ પહોળી છે.

**તાપીઃ**—મધ્ય પ્રાંતના બૈતુલ જિલ્લા પાસેની ટેકરીઓમાં

તેનું મૂળ છે. તે ૧૫૦ માઈલ સુધી સાતપુડાના ડુંગરો અને જંગલોમાંથી વહે છે. અને પછી ૧૮૦ માઇલ સુધી ખાનદેશના સપાટ પ્રદેશમાં થઈ ગુજરાતના નીચા સપાટ મુલકમાં આવે છે. તે સુરત પાસે ખંભાતના અખાત આગળ અરબી સમુદ્રને મળે છે. તાપી ૪૫૦ માઇલ લાંબી છે. જો કે તે નર્મદાથી નાની છે, તોપણ વેપારની દષ્ટિથી તે વધારે ઉપયોગી છે. ખાનદેશ અને વરાડ પ્રાંતનો માલ તાપી નદીના જળમાર્ગે આવી શકે છે. ઓકટોમ્બરથી એપ્રિલ સુધી એના મુખથી થોડે દૂર નાનાં વહાણો ફરી શકે છે. ત્યારપછી દરીઆના તોફાનને લીધે વહાણો આવી શકતાં નથી. નર્મદા માફક આ નદી પણ પવિત્ર મનાય છે. તેના પર ઘણાં તીર્થો આવેલાં છે. નર્મદા અને તાપી નદીના કિનારા ઘણા ઉંચા હોવાથી તેમાંથી નહેર વડે પાણી લઈ શકાતું નથી. તેને કાંઠે **માંડવી, રાંદેર, સુરત** અને **કતારગામ** આવેલાં છે. ગુજરાતમાં કેટલીક નાની નદીઓ છે; જેવી કે હાથમતી, વાત્રક, મોહર, શેઢી, મેશ્વો, ઢાઢર, વિશ્વામિત્રી, કીમ વગેરે.

**હાથમતી:**—મેવાડની સરહદના ડુંગરમાંથી નીકળી ઈડર રાજ્યમાં થઈ અમનગર આગળ થઈ પ્રાંતિજ પાસે **સાબરમતીને** મળે છે. તેના ઉપર **અમનગર** (હિંમતનગર) શહેર છે. પ્રાંતિજ આગળ બંધ બાંધી તેનું પાણી ખેતીના ઉપયોગમાં લઈ શકાય તે માટે કાંસ (નહેર) કાઢેલા છે. તે કાંસ આગળ જતાં ખારી નદીમાં મેળવી દીધો છે. તે હાથમતીની નહેર કહેવાય છે. આ નદીના ભાઠામાંથી અબરખ મળી આવે છે.

**મેશ્વો:**—મેવાડના ડુંગરમાંથી નીકળી ખારીને સમાંતર વહે છે. તે ખેડાથી થોડે દૂર વાત્રક નદીને મળે છે.

**વાત્રક:**—(૧૫૧) ડુંગરપુરના દક્ષિણના ડુંગરમાંથી નીકળી મહીકાંઠામાં થઈ ધોળકા તાલુકાના વૌઠા ગામ આગળ સાબરમતીને મળે

છે. તેને કાંઠે **મહેમદાવાદ** અને **ખેડા** શહેર છે. આ નદીને ખેડાથી થોડેક દૂર મેશ્વો અને ખેડા પાસે શેઢી મળી જાય છે.

**કીમઃ**—(૭૦) રાજપીપળાના ડુંગરમાંથી નીકળી સુરત જિલ્લાની ઉત્તરે થઈ ખંભાતના અખાતને મળે છે.

**વિશ્વામિત્રીઃ**—પાવાગઢના ડુંગરમાંથી નીકળી ઢાઢરને મળે છે. તેના ઉપર **વડોદરા** શહેર છે.

ઢાઢરઃ—જાંબુઘોડા પાસેના પર્વતમાંથી નીકળી જંબુસર આગળ ખંભાતના અખાતને મળે છે. તેના કાંઠા ઉપર **આમોદ, ટંકારીઆ** અને **ઇટોલા** ગામ છે.

પ્રશ્નોઃ–(૧) નદી એટલે શું? ઝરણું, વહેળો અને નદીનો તફાવત બતાવો.

(૨) કાઠિઆવાડ કરતાં ગુજરાતની નદીઓ શાથી લાંબી છે?

(૩) નકશામાં ગુજરાત પ્રાંતની નદીઓ કાઢો અને નીચે જણાવેલાં શહેરો કઈ કઈ નદી પર આવેલાં છે તે મૂકો. પાટણ, શુકલતીર્થ, સુરત, ભરુચ, પાલીતાણા, અમદાવાદ.

(૪) ખેતી અને વેપારને કઈ નદીઓ ઉપયોગી છે અને તે શા કારણથી?

(૫) હાથમતીની નહેર, કુંવારી નદીઓ, અને સુરપાણનો ધોધ, એ વિષે શું જાણો છો?

---

## પાઠ ૪ થો

---

### કિનારો

જે પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ તેમાં ત્રણ ભાગ પાણી અને એક ભાગ જમીન છે. પાણીને લીધે તેના જુદા જુદા આકાર બને છે. જો આપણે ગુજરાતના કિનારાની આસપાસ ફરીએ તો

તેના જુદા જુદા આકારો આપણને જણાશે. આપણે કચ્છથી શરૂ કરીએ તો જણાશે કે કચ્છનો કિનારો જરા ખાંચાવાળો છે. જ્યાં કિનારો ખાંચાવાળો હોય અને જેની અંદર દરીઆનું પાણી ભરાઈ રહેતું હોય તેને **ખાડી** કહે છે. જો તે ખાંચાવાળો ભાગ પહોળો હોય તો તેને **અખાત** કહે છે; અને જો તે તેથી પણ વધારે પહોળો હોય તો તેને **ઉપસાગર** કહે છે. કેટલીક વખત ખાંચાવાળા કિનારા આગળ વહાણ કે આગબોટને આવવા માટે કુદરતી સવડ હોય છે. દરીઆનાં મોજાંના જોસને ખાળે અને વહાણોનું રક્ષણ કરે એવો કિનારાનો વાંક હોય, તો તે સ્થળ **બંદર** કહેવાય છે. જો પાણી વધારે ઉંડું હોય તો મોટાં વહાણ અને આગબોટો કિનારા પાસે આવી શકે છે; અને તેને લીધે કિનારાના ગામનો વેપાર ધમધોકાર ચાલે છે. જો પાણી છાછરૂં કે થોડું હોય તો વહાણને દૂર ઉંડા પાણીમાં ઉભા રહેવું પડે છે; અને પછી હોડીઓ વડે માલ લાવવો પડે છે, તથા તેની મદદથી અવરજવર થઈ શકે છે. ગુજરાતના કિનારા પાસેનું પાણી ઉંડું નહિ હોવાથી મોટાં વહાણો તથા આગબોટ બંદર પાસે આવી શકતાં નથી.

કચ્છ અને કાઠિઆવાડનો કિનારો છાછરો અને ખડકવાળો છે. તળ ગુજરાતના કિનારા આગળ છાછરૂં પાણી છે. કચ્છમાં મુખ્ય બંદર **માંડવી** છે. ત્યાંથી આગળ જતાં કચ્છનો અખાત આવે છે, કારણકે સમુદ્રનું પાણી તેમાં ગએલું છે. (પાણીના ઘણા મોટા ભાગને **સમુદ્ર** કહે છે.) તે કચ્છ અને કાઠિઆવાડની વચ્ચે આવેલો છે. અખાતના મુખ આગળ **શંખોદ્ધાર** બેટ આવેલો છે. જ્યારે જમીનની ચારે બાજુ પાણી ફરી વળે છે ત્યારે તે જગા **બેટ** કહેવાય છે. તે બેટ દ્વારકાં પાસે છે. ત્યાં લોકો જાત્રા કરવા માટે જાય છે. કાઠિઆવાડની પશ્ચિમે **જગત ભૂશિર** આવેલી છે. જ્યારે જમીનનો સાંકડો ભાગ પાણી તરફ ગયો હોય છે, ત્યારે તેને **ભૂશિર** કહે છે. જગત ભૂશિર આખા ગુજરાતનું પશ્ચિમ બિંદુ છે. ત્યાંથી આગળ

ચાલતાં કાઠિઆવાડના ઉત્તર દક્ષિણ કિનારે કેટલાંક જાણવા લાયક બંદર છે. **બેડી** એ હાલમાં જાણીતું બંદર થયું છે. ત્યાં વેપાર સારો ચાલે છે. તે **જામનગર**ને તાબે છે. **પોરબંદર** એ પણ આબાદ થતું બંદર છે. ત્યાંથી પરદેશ પત્થર મોકલવામાં આવે છે. પછી **વેરાવળ** આવે છે. તે જુનાગઢને તાબે છે. પછી આગળ જતાં **દીવ** ભૂશિર આવે છે. **દીવ બેટ** ફિરંગી લોકને તાબે છે. **જાફરાબાદ** બંદરેથી પરદેશ જાય છે; **મહુવા** બંદર રમકડાંના વેપાર માટે જાણીતું છે. પછી **ઘોઘા** બંદર છે. તે પુરાઈ ગયું છે. તેની પાસે **પીરમબેટ** છે. વહાણો પાણીની અંદર રહેલા ખડક સાથે ન અથડાય તેટલા માટે ત્યાં **દીવાદાંડી** બાંધેલી છે. પછી **ભાવનગર**નું આબાદ થતું બંદર આવે છે. **ધોલેરા** બંદર ખાડી ઉપર આવેલું છે. તે પણ ખંભાતનો અખાત પુરાઈ જવાથી હાલમાં નકામું થઈ ગયું છે. **ખંભાત** એ કિનારા ઉપર છે, પણ દરીઆનાં મોજાં સાથે ખેંચાઈને આવેલી રેતીને લીધે તથા સાબરમતી અને મહીના વહેણ સાથે માટી ધસડાઈ આવે છે તેથી તેનું મુખ પુરાઈ ગયું છે. દરીઓ ખંભાતથી પાંચ માઇલ દૂર ગયો છે. પછી દક્ષિણમાં **ભરુચ** બંદર નર્મદાના મુખ આગળ આવેલું છે. ત્યાં જુના વખતમાં સારો વેપાર ચાલતો હતો, પણ તેના મુખ આગળ પુરણ થવાથી મોટાં વહાણ તથા આગબોટ ત્યાં આવી શકતાં નથી. **સુરત** બંદર ઘણું જુનું છે. તે પણ ભરુચ જેવું છે. તેની દક્ષિણમાં **બીલીમોરા**નું બંદર આવે છે. **વલસાડ**-થી સાગ પરદેશ ચઢે છે. **દમણ** એ ફિરંગીનું સંસ્થાન છે. એ ગુજરાતની દક્ષિણની સરહદ છે.

કાઠિઆવાડના પશ્ચિમ અને દક્ષિણ કાંઠાનાં ઉપર જણાવેલાં બંદરોમાં વહાણો આવે છે, તેમજ મુંબઈથી નાની આગબોટ આ બંદરે થઈને કચ્છના માંડવી અને કરાંચી બંદરે જાય છે. સાષ્ટી એ થાણા જિલ્લાને લગતો બેટ અરબી સમુદ્રમાં આવેલો છે.

પ્રશ્નો:—

(૧) નકશામાં ગુજરાતનાં મુખ્ય બંદર મૂકો.

(૨) ભૂશિર, બેટ, ખાડી, દીવાદાંડી, અખાત અને ઉપસાગર કોને કહે છે?

(૩) કયાં બંદરો પુરાઈ ગયાં છે, અને કયાં બંદરો આબાદ થાય છે?

(૪) શંખોદ્ધાર, માંડવી, ઘોઘા, સુરત, બેડી અને દીવ સંબંધી જે જાણતા હો તે કહો.

(૫) નીચે જણાવેલો માલ કયે બંદરેથી પરદેશ ચઢે છે? સાગ, રમકડાં, ઘી અને પત્થર.

---

# પાઠ ૫ મો

## આબોહવા

કચ્છના દરીઆ કિનારાના ભાગમાં હવા નવ મહીના સુધી ઠંડી અને ખુશનુમા રહે છે, એટલે ત્યાં તાપ વધારે પડતો નથી, તેમજ ટાઢ પણ બહુ પડતી નથી. બાકીના ભાગમાં પાસે રણ આવેલું હોવાથી ચૈત્ર અને વૈશાખ માસમાં ઘણો તાપ લાગે છે. ત્યાં સખત લૂ અને વંટોળીઆ વાય છે. આને લીધે લોકો બહુ અકળાય છે; પણ દરીઆ કિનારે તો હવા સારી હોય છે. જે પવનને લીધે કાઠિઆવાડ અને ગુજરાતમાં વરસાદ વરસે છે, તે ત્યાં બરાબર આવી શકતા નથી તેથી ત્યાં ઓછો વરસાદ પડે છે. (વરસાદનો નકશો જુઓ.) માંડવી કિનારા ઉપર છે, તેથી ત્યાં ભુજ કરતાં વધારે વરસાદ પડે છે; કારણકે ભુજ અંદરના ભાગમાં છે. કાઠિઆવાડમાં કિનારા ઉપર વધારે વરસાદ પડે છે; કારણકે વરસાદના પવન પ્રથમ તે તરફ વાય છે. વધારેમાં વધારે જાફરાબાદમાં વરસાદ (૪૨") પડે છે. અને ઓછામાં ઓછો સલાયામાં પડે છે. કાઠિઆવાડના દક્ષિણ ભાગમાં (૩૫"–૫૦") વધારે વરસાદ પડે છે, જેમ ઉત્તરમાં જઈએ તેમ ઓછો વરસાદ પડે છે. ઓછામાં ઓછો વરસાદ ઉત્તરે પડે છે, કારણકે ત્યાં

જે વાદળાં ખેંચાઈને આવે છે તેમાંનાં ઘણાં ખાલી થએલાં હોય છે. વાદળાંને અટકાવીને ઠારવાને માટે જંગલ કે પર્વત હોવા જોઈએ.



ઉત્તરમાં રણુનો પ્રદેશ પાસે હોવાથી વરસાદ ઓછો પડે છે. વળી ભિનાશવાળી હવા રણુના તાપને લીધે વરાળરૂપ થઈ ઊડી જાય છે. જે પ્રદેશ ઉંચો અને દરીઆ પાસે હોય છે ત્યાં વરસાદ વધારે પડે છે; કારણકે ભિનાશવાળી હવાની ઠંડકને લીધે વાદળાં થઈ જવાથી તે વરસાદરૂપે પડે છે. કાઠિઆવાડનો મધ્યભાગ ઉંચો છે. ત્યાં નીચાણુ પ્રદેશ કરતાં વધારે વરસાદ પડે છે. દા. જુનાગઢ ઉંચાણુમાં છે તેથી ત્યાં ૪૨" અને રાજકોટમાં ૨૮" છે. ગીરમાં સૌથી વધારે વરસાદ પડે છે, કારણુકે તે દરીઆ કિનારા પાસે છે અને તે ગાઢા જંગલનો પ્રદેશ છે.

કાઠિઆવાડની હવા એકંદર સુખકારક અને ખુશનુમા છે. જાન્યુ-આરિથી માર્ચ સુધીમાં ત્યાં ધુમસ અને ઝાકળ વધારે હોય છે. તાપ જુદા જુદા ભાગમાં ઓછોવત્તો પડે છે. કિનારે તાપ લાગતો નથી. ઉનાળામાં વધારે તાપ પડે છે, તોપણુ લોકો તંદુરસ્ત રહે છે. વળી કિનારાના ભાગમાં ઠંડા પવનની લહેરો આવવાથી આનંદ થાય છે. ગુજરાતના દક્ષિણુ અને મધ્યભાગ જેટલો ભારે વરસાદ ત્યાં વર-સતો નથી; અને પશ્ચિમમાં તે ઓછો પડે છે. (પોરબંદર ૨૦") ભાદરવા મહીનામાં હવામાં ફેરફાર થવાથી લોકો માંદા પડે છે.

ગોહિલવાડ અને હાલાર પ્રાંતનો પશ્ચિમ ભાગ સુખકારી અને સારી હવાવાળો છે. કચ્છના રણુ પાસેના મુલકમાં જો કે હવા ઘણી ગરમ અને સુકી હોય છે, તોપણુ લોકો મજબુત અને તંદુરસ્ત છે. નળકાંઠાના ભાગમાં પાણી ભરાઈ રહેવાથી અને ત્યાં બહુ વન-સ્પતિ ન હોવાથી લોકો તંદુરસ્ત રહેતા નથી. ટાઢીઆ તાવથી લોકો માંદા પડે છે. એકંદર કાઠિઆવાડની હવા ગરમ તેમજ ઠંડી છે.

તળ ગુજરાતમાં વરસાદના પ્રમાણુના ત્રણુ ભાગ પાડી શકાય છે. સમુદ્ર પાસે કિનારાના ભાગમાં જેવાં હવાપાણી હોવાં જોઈએ તેવાં ત્યાં છે. છેક દક્ષિણુભાગમાં ઘણો વરસાદ (૫૦"–૭૫") પડે છે. આગળ આવતાં સુરત આગળ ૪૦" વરસાદ પડે છે. જેમ જેમ ઉત્તરમાં જઈએ છીએ તેમ તેમ તે ઓછો થાય છે. (નકશો જુઓ) થાણુામાં

૯૭" વરસાદ પડે છે અને આગળ આવતાં પારડીમાં ૭૪", વલ-
સાડમાં ૬૬" અને સુરતમાં ૪૦" વરસાદ પડે છે.

ગુજરાતનું ઉષ્ણતામાન ઉનાળો

અને ૮૦° ઉપર ઘણીજ ગરમ



ભરૂચથી આગળ આવતાં ખેડા જિલ્લામાં ૩૨" વરસાદ પડે છે, પણ અમદાવાદ અને બીજાં ગામોમાં ઓછો વરસાદ પડે છે.



ખુણામાં આવેલા ખારાઘોડામાં ઓછો વરસાદ (૧૯") પડે છે. ઘોઘાના કિનારા ઉપર તેના કરતાં વધારે (૨૫") પડે છે, કારણકે ખારાઘોડા છેક અંદરના ભાગમાં છે; પણ ઘોઘા કિનારા ઉપર છે. ઘોલેરામાં પણ તે કારણસર ઘોઘા જેટલો વરસાદ પડે છે. કચ્છના રણ પાસેના રાધનપુરમાં થોડો (૧૯") વરસાદ પડે છે. જે જગાઓ અંદરના ભાગમાં છે ત્યાં વરસાદ ઓછો પડે છે; તથા જેમ જેમ ઉત્તરમાં જઈએ છીએ તેમ તેમ વરસાદ ઓછો થાય છે. દા. રાધનપુરમાં (૧૯") છે. વળી જ્યાં જંગલ અને પર્વત છે ત્યાં વરસાદ વધારે પડે છે. દા. જાંબુઘોડા (૪૪"), હાલોલ (૪૧"), ધરમપુર (૮૪"), વાંસદા (૭૯").

દરીઆ કિનારાપરની જગાની હવા સમધાત હોય છે, એટલે ત્યાં તાપ પણ લાગતો નથી, તેમજ ટાઢ પણ લાગતી નથી. સુરતમાં દરીઓ પાસે હોવાથી હવા માફકસર લાગે છે, પણ તે જિલ્લાના પૂર્વ ભાગમાં જઈએ છીએ તો ત્યાં તાપ અને ટાઢ વધારે લાગે છે. ભરુચ જિલ્લામાં **વાગરા** તાલુકા સિવાય બીજા ભાગમાં બહુ ટાઢ કે તાપ પડતાં નથી. ખેડા જિલ્લામાં સુરત અને ભરુચ કરતાં તાપ અને ટાઢ વધારે પડે છે. **કપડવણજ** અને **ઠાસરા** તરફ ઉનાળામાં તાપ વધારે લાગે છે. આ જિલ્લામાં દરીઓ દૂર હોવાથી હવામાન આવું રહે છે.

રેવાકાંઠો પહાડી હોવાથી પંચમહાલમાં તાપ, અને ટાઢ વધારે પડે છે; અને તે જંગલવાળો મુલક હોવાથી વરસાદ પણ વધારે પડે છે. જંગલવાળા ભાગમાં મેલેરીઆ બહુ થાય છે. રાજપીપળાનો ઘણો-ખરો ભાગ ડુંગરાળ જંગલવાળો હોવાથી ત્યાંની હવા ખરાબ છે, તેથી તે ભાગમાં વસ્તી ઘણી ઓછી છે. મહીકાંઠાની ઉત્તરમાં તથા પૂર્વમાં જમીન ઉંચી હોવાથી હવા ઠંડી રહે છે. પાલણપુર સંસ્થાન ડુંગરાળ હોવાથી ત્યાં ટાઢ બહુ પડે છે. રાધનપુરમાં રણ પાસે હોવાથી ઉનાળામાં તાપ બહુ લાગે છે, તેમજ ઠંડી પણ વિશેષ લાગે છે.

પ્રશ્નોઃ—

(૧) કાઠિઆવાડ અને કચ્છની હવા સરખાવો.

(૨) ગુજરાતમાં જ્યાં વધારે વરસાદ પડતો હોય, તે જગા નકશામાં જણાવો.

(૩) ગુજરાતની ઉત્તરે વરસાદ ઓછો શાથી પડે છે ?

(૪) ગુજરાતના મધ્યભાગની અને દરીઆકિનારાની હવામાં શો ફેર છે?

(૫) સારી હવાવાળી કઈ કઈ જગાઓ છે ?

(૬) જંગલ અને ડુંગરો હોય ત્યાંની હવા કેવી હોય છે ? ત્યાં વરસાદ કેટલો પડે છે ?

---

## પાઠ ૬ ઠ્ઠો.

### જમીન, ખનીજ અને વનસ્પતિ.

કચ્છઃ—તેની મધ્યની જમીન ડુંગરાળ, અને પત્થરાળી છે. તેમજ ત્યાં ટેકરાની હારો આવવાથી તે ઉંચીનીચી છે. દક્ષિણ કિનારો ફળદ્રુપ છે. ત્યાંની જમીન ગોરાડુ છે. ઉત્તરમાં તથા વાગડ ભાગમાં રેતાળ જમીન છે. તેથી ત્યાં (૧) રેતાળ, (૨) ગોરાડુ (ખેડવા લાયક) અને (૩) ડુંગરાળ એમ ત્રણ પ્રકારની જમીન છે.

કચ્છનું રણ ખારોપાટ છે. જ્યારે વરસાદ આવે છે અને બનાસ તથા લુણી નદીમાં પુર આવે છે, ત્યારે રણનો ભાગ સમુદ્ર જેવો જણાય છે; અને કચ્છ ટાપુ જેવો થઈ જાય છે. પાણી સુકાવાથી મીઠાના થર બાઝી રહે છે. ખારૂં ઘાસ અને ખારી વનસ્પતિ સિવાય ત્યાં કંઈ ઊગતું નથી. કચ્છમાં ઝાડ થોડાં થાય છે. લીમડો, પીપળો અને બાવળ એ થોડાં થોડાં જોવામાં આવે છે. આમલી અને વડ તો ભાગ્યેજ જોવામાં આવે છે. આંબો પણ જોવામાં આવતો નથી. ડુંગરોમાં પુષ્કળ ઘાસ થાય છે, તેથી ત્યાં પાળવા લાયક જનાવરો ઉછેરવામાં આવે છે.

**ખનીજઃ**—કચ્છના ડુંગરમાંથી સુરોખાર, ફટકડી લોઢું અને કોલસા નીકળે છે. દરીઆકાંઠે મીઠું પકવવામાં આવે છે. જુદા જુદા રંગના ઇમારત બાંધવાના કામમાં આવે એવા પત્થરો નીકળે છે. ત્યાં સ્લેટના પત્થર પણ નીકળે છે.

**કાઠિઆવાડઃ**—તેમાં આજુબાજુ તેમજ વચમાં ડુંગરો આવેલા હોવાથી જે ભાગ સપાટ અને ખીણનો છે ત્યાં ખેતી થઈ શકે છે. કાઠિઆવાડની હવા સમધાત છે અને ત્યાં વરસાદ માફકસર પડે છે. તેમજ તેમાં વહેળા, તળાવ અને કુવા જોઈતા પ્રમાણમાં છે. જમીન મુખ્યત્વે બે પ્રકારની છે. કાળી અને ગોરાડુ. કોઈ કોઈ ઠેકાણે પત્થરીઆ જમીન છે, તેમાં નીચે ખડકનો ભાગ હોય છે. ભાદર નદીના કાંઠા ઉપરનો પ્રદેશ બહુ રસાળ છે.

ગોહિલવાડમાં કેટલીક જમીન બહુ ફળદ્રુપ છે. ખાસ કરીને મહુવા અને લીલીઆની. ત્યાં શાકભાજી અને ફળ તથા કેરી સારાં થાય છે. વળી ત્યાં શેરડી પણ સારી થાય છે. સોરઠમાં ચોરવાડનાં પાન વખણાય છે.

હાલારમાં આવેલા ગોંડળમાં કપાસ સારો થાય છે, અને ઝાલાવાડમાં પણ કપાસ સારો થાય છે. તે વઢવાણ સ્ટેશનેથી પરદેશ મોકલાય છે. ઝાલાવાડ અને ગોહિલવાડના ઉત્તર અને પૂર્વ ભાગમાં કપાસનું વાવેતર વિશેષ કરવામાં આવે છે.

હાલારના પશ્ચિમ ભાગમાં સરસ જુવાર, બાજરી, તથા ઘઉં થાય છે. સોરઠની દક્ષિણે કપાસ અને અનાજ સારૂં થાય છે. કાઠિઆવાડની પૂર્વમાં લીમડી પાસે ભાલમાં નદીઓ બહુ કાંપ ખેંચી લાવે છે, તેથી તે પ્રદેશ ફળદ્રુપ છે; અને ત્યાં ઘઉંનું વાવેતર ખાતર વગર કરવામાં આવે છે. ત્યાં ચણા પણ ઠીક થાય છે.

**ખનીજઃ**–કાઠિઆવાડમાં ઘણાં ખનીજ છે. તેમાં ઇમારતી પત્થર મુખ્ય છે. ધાતુમાં લોઢું મુખ્ય છે. પહેલાં બરડા અને ખંભાળીઆમાં તેનાં

કારખાનાં હતાં. બરડામાંથી લોઢું નીકળે છે. ઝાલાવાડમાં જુદા જુદા રંગના પત્થરો નીકળે છે. કાઠિઆવાડના નૈર્ઋત્ય ભાગમાં મકાન બાંધવાના સારા પત્થર નીકળે છે. ધ્રાંગધ્રા અને પોરબંદરના પત્થર વખણાય છે. તે મોટા જથામાં મુંબઈ મોકલવામાં આવે છે. તેની નૈર્ઋત્ય અને દક્ષિણે કોઈ કોઈ ઠેકાણે આરસપહાણ પણ નીકળે છે. ગીરનાર-માંથી કાળો પત્થર નીકળે છે. ઝીંઝુવાડામાંથી ઘણો ગંધક મળી આવે છે. નવાનગરની હદમાં કચ્છના અખાતમાંથી મોતી નીકળે છે. અકીક અને લાલ પત્થર મોરબી પાસે નીકળે છે. કાઠિઆવાડની ઘણી ખાડીઓમાં અને કચ્છના રણમાં ઘસીઉં મીઠું થાય છે. વરાગડુ મીઠું ખારાઘોડામાં થાય છે. ખારાઘોડા જેવું ચોકખું મીઠું ધ્રાંગધ્રાના કુડામાં થાય છે. પહેલાં કાઠિઆવાડમાં ઘાડાં જંગલો હતાં. હાલમાં ગીરનાર અને બરડાના જંગલ સિવાય કાઠિઆવાડમાં બહુ ઝાડી નથી. ગીરનું જંગલ ૬૦ માઇલ લાંબું છે, પણ ત્યાંથી ઇમારતી લાકડાં મળતાં નથી. સુંદરી નામનાં ઝાડ કચ્છના અને ખંભાતના અખાત ઉપર પુષ્કળ જોવામાં આવે છે. તે લાકડું બાળવાના કામમાં આવે છે. તેનાં પાંદડાં અને ફળ ઊંટ અને બીજાં ઢોર ખાય છે. સાગનાં ઝાડ બહુ નાનાં થાય છે. મહુવામાં કેરી સારી થાય છે. તાડનાં ઝાડ દક્ષિણ કિનારે જોવામાં આવે છે. ખજુરીનાં ઝાડ ઘણુંખરૂં નદીના ભાગમાં જોવામાં આવે છે. તાડ અને ખજુરીમાંથી તાડી કાઢવામાં આવે છે. સારી ખજુરીના ઝાડમાંથી દસ શેર રસ નીકળે છે.

**ગુજરાત:**—તેમાં મુખ્યત્વે કાળી અને ગોરાડુ જમીન છે. તાપી અને નર્મદા નદીના કાંપથી બનેલા પ્રદેશો ઘણા રસાળ છે. ગુજરાતમાં પૂર્વના અને ઉત્તરના ડુંગરો સિવાય બધી જમીન સપાટ છે. ખાસ કરીને સાબરમતી, મહી, તાપી અને નર્મદા જે પ્રદેશમાં થઈને વહે છે, તે ભાગ બહુ ફળદ્રુપ છે. સુરત જિલ્લાની જમીન ફળદ્રુપ છે. ભરુચ જિલ્લાનો અને વડોદરાનો દક્ષિણ ભાગ જે **કાનમ** તરીકે ઓળખાય છે તેની જમીન કાળી છે. ત્યાં કપાસ ઘણો સારો થાય છે. મહી અને શેઢી

નદીની વચ્ચેનો ભાગ ચરોતર કે ચારુતર ( સુંદર) તરીકે ઓળખાય છે. તે ભાગ ગોરાડુ પણ ઘણો રસાળ છે. અમદાવાદની આસપાસના ભાગને દસક્રોશી કહે છે. ત્યાં જમીન નીચી હોવાથી પાણી ભરાઈ રહે છે, એટલે ત્યાં ડાંગર સારી થાય છે. અમદાવાદની ઉત્તરમાં ગોરાડુ જમીન છે. રણની પાસેનો બનાસકાંઠાનો ભાગ રેતાળ છે, તેથી તે ફળદ્રુપ નથી. ત્યાં વરસાદ પણ ઓછો પડે છે. પંચમહાલનો ઘણો ભાગ ડુંગરાળ છે. સાબરમતી અને સરસ્વતી નદીની વચ્ચેની જમીન સપાટ છે, અને ત્યાં ઘાસનાં મોટાં મેદાન છે. ત્યાં ઢોર વિશેષ ઉછેરવામાં આવે છે. ત્યાંની ભેંસ જે વઢીઆરી કહેવાય છે તે ઘણું દૂધ આપે છે.

સુરત જિલ્લામાં ઠેકાણે ઠેકાણે ખજુરીનાં ઝાડ જોવામાં આવે છે. તેમાંથી તાડી કાઢવામાં આવે છે. જલાલપુર અને વલસાડની કેરી વખણાય છે. આફુસ અને પાયરી કેરી પણ ત્યાં થાય છે. અનનાસ, તથા ફણસ ત્યાં સારાં થાય છે. જંગલમાં સાગનાં ઝાડ થાય છે. તે ઉપરાંત સીસમ, ખેર અને વાંસના ઝાડ પણ છે. ત્યાંનાં સીસમ, ખેર, મહુડો, વાંસ, રાયણ અને વલસાડી સાગ વખણાય છે. ભરુચમાં સુરત અને પંચમહાલના જેવાં જંગલ નથી. દરીઆકિનારે તાડ, ખજુરી અને નાળિએરીનાં ઝાડ થાય છે. કાઠિઆવાડની માફક ત્યાંનાં ઝાડ મોટાં થતાં નથી.

ખેડા જિલ્લામાં જંગલો નથી. ત્યાં આંબો, આમલી, વડ, રાયણ, અને લીમડાનાં ઝાડ બહુ છે. પંચમહાલમાં મહુડાં, તાડ, સાગ, વાંસ, ખાખરો અને બાવળ બહુ થાય છે. મહુડો સૌથી વધારે કામનો છે. એનાં ફૂલ માણસ તથા ઢોર ખાય છે તથા તેમાંથી દારૂ બને છે. તેના બીમાંથી ડોળીયું થાય છે. તે ખાવાના તથા સાબુ બનાવવાના કામમાં આવે છે. ત્યાંથી ઇમારતી લાકડું ઘણું મળી આવે છે. જંગલમાંથી ભીલ લોકો ગુંદર, લાખ, મધ અને મીણ લાવે છે.

અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાના દક્ષિણ ભાગને અને ધંધુકા

તાલુકાના પૂર્વ ભાગને **ભાલ** કહે છે. ત્યાં જમીન કાંપની બનેલી છે. ઘણુંખરૂં પશ્ચિમમાં કાળી અને પૂર્વમાં ગોરાડુ જમીન છે.




મહીકાંઠા એજન્સિનો ઘણોખરો ભાગ ડુંગરાળ છે, તેથી ત્યાં નાનાં મોટાં જંગલો આવેલાં છે. તેમાં ખેર, સીસમ અને વાંસ થાય છે; તેમજ મહુડો, સાગ, ખાખરો, સાદડ, ટીમરૂ અને આશોપાલવનાં ઝાડ થાય છે. દાંતા અને ઇડરના સંસ્થાનમાં સુખડનાં ઝાડ થાય છે.

રાધનપુર સંસ્થાનમાં ડુંગર નહિ હોવાથી તેમાં જંગલ નથી. ત્યાં ઝાડ થોડાં થાય છે, પણ ઘાસ પુષ્કળ ઊગે છે.

**ખનીજ:**—સુરત જિલ્લામાં સડક બાંધવાના તથા ચુનાના પત્થર નીકળે છે. વલસાડ અને પારડી તાલુકામાં લોઢાની કાંકરીવાળા પત્થર નીકળે છે, ખેડા જિલ્લામાં માજમ નદીમાંથી રાતા ખારીઆ અને અકીકના પત્થર નીકળે છે. તે અકીક ખંભાતમાં સુધારવામાં આવે છે. તેને ઓપ દીધા પછી તે કીમતી થાય છે. મહી નદીમાંથી જુદા જુદા પત્થર નીકળે છે. કપડવણજ અને લસુંદ્રા પાસે ઉસ નીકળે છે, તેમાંથી કાચ અને સાબુ બનાવવામાં આવે છે. પંચમહાલમાં ડુંગર વધારે હોવાથી ત્યાંથી ખનીજ વધારે નીકળે છે. ડુંગરોમાંથી પથરા, લોઢું, મેંગેનીઝ અને અબરખ નીકળે છે. રેવાકાંઠામાં જુદા જુદા રંગના પત્થરો મળી આવે છે. છોટાઉદેપુર અને જાંબુઘોડામાં મેંગેનીઝ અને અબરખની ખાણો છે. રાજપીપળામાંથી અકીકના પત્થર નીકળે છે. તેમાંથી ચાક, કાપ, વીંટીઓ, ઘડિઆળના અછોડા, બટન વગેરે બનાવવામાં આવે છે.

પાલણપુર એજન્સિમાંથી જુદા જુદા પત્થર, અબરખ, મેંગેનીઝ, સુરોખાર, અને મીઠું નીકળે છે. રાજપીપળાની ખાણમાંથી જુદા જુદા પત્થરો, મેંગેનીઝ, અને લોઢું મળે છે. વિરમગામ પાસે ખારાઘોડામાં, તેમ વલસાડ પાસે ધરાસણામાં, તથા કાઠિઆવાડના દરીઆકિનારે મીઠું પકવવામાં આવે છે. ઇડર સંસ્થાનમાંથી સારા ઇમારતી પત્થર મળે છે, તે કઠણ હોવાથી તેના ઉપર કોતરકામ સારૂં થાય છે. અમનગરની ખાણના પત્થર આખા ગુજરાતમાં જાય છે. ગાયકવાડ તાબાના સંખેડા મહાલમાંથી પત્થર અને આરસપહાણ નીકળે છે. તે ઘણો કઠણ અને સુંવાળો હોય છે. તેમજ આરાસુરમાંથી આરસ મળી આવે છે.

પ્રશ્નો:-(૧) ગુજરાતમાં કઈ કઈ જગાએથી પત્થરો નીકળે છે?

(૨) નીચેની વસ્તુઓ ક્યાંથી નીકળે છે?

લોઢું, અકીક, ઉસ, સુરોખાર, અબરખ અને મેંગેનીઝ.

(૩) નકશામાં ડુંગરાળ, રેતાળ અને ગોરાડુ જમીન જ્યાં હોય ત્યાં તે બતાવો.

(૪) પંચમહાલ જિલ્લામાં થતી વનસ્પતિનું વર્ણન કરો.

(૫) સુરત જિલ્લામાં ખાસ કઈ વનસ્પતિ જોવામાં આવે છે ?

(૬) મીઠું ક્યાં ક્યાં પકવવામાં આવે છે ?

## પાઠ ૭ મો

### પાક.

કોઈ પણ જગાની જેવી જમીન હોય છે તથા ત્યાં જેવો વરસાદ અને તાપ પડે છે તેવી વનસ્પતિ અને પાક થાય છે. કાળી, ગોરાડુ તથા રેતાળ એ જમીનની મુખ્ય જાતો છે, તે તમે શીખી ગયા છો. વળી ટાઢ, તાપ અને વરસાદ એટલે આબોહવા ગુજરાતના જુદા જુદા ભાગમાં કેવી છે, તે પણ તમે જાણો છો. હવે તે ઉપરથી જુદા જુદા ભાગમાં શું શું પાકે છે તે જોઈએ. કચ્છમાં ખેડવા લાયક જમીન થોડી છે; પરંતુ રેતાળ ભાગમાં પણ ખેતી થાય છે. પાકમાં ઘઉં અને જવ મુખ્ય છે; પણ તે ઉંચી જાતના નથી. કોઈ કોઈ જગાએ જુવાર, બાજરી અને કઠોળ થાય છે.

કાઠિઆવાડમાં જમીનનો મોટો ભાગ ડુંગરાળ છે, બાકીની જમીન કાળી અને ગોરાડુ છે. તેમાં મગ, મઠ, ચણા વગેરે કઠોળ; તથા જુવાર, બાજરી, તલ, ઘઉં, જવ વગેરે અનાજ થાય છે. કપાસ અને શેરડી પણ પાકે છે. જુવાર બધી ઋતુમાં પકવવામાં આવે છે.

અમદાવાદ જિલ્લામાં બેસર ( કાળી અને ગોરાડુનું મિશ્રણ ) જમીનમાં કપાસ સારો થાય છે. ધોળકા, ધંધુકા અને વિરમગામ તાલુકામાં તેનું સારૂં વાવેતર થાય છે. જુવાર અને ઘઉં પણ સારા પ્રમાણમાં થાય છે. લોકનો સાધારણ ખોરાક ઘઉં છે, બાજરી પણ

ઠીક થાય છે. ડાંગર અને તલ પણ થાય છે. પૂર્વ ભાગમાં સાબરમતી અને ખારી વચ્ચેના ભાગમાં ડાંગર સારી થાય છે.

ખેડા જિલ્લાની ગોરાડુ જમીનમાં બાજરી બહુ પાકે છે; અને તે ત્યાંના લોકોનો સામાન્ય ખોરાક છે. કપાસ પણ સારો થાય છે. જુવારનું વાવેતર પણ સારા પ્રમાણમાં થાય છે. ઢોરના ઘાસ માટે તે ઉપયોગી છે. ડાંગર, કોદરા, અને બાવટો પણ ઠીક થાય છે. પણ તમાકુ એ આ જિલ્લાનો મુખ્ય પાક ગણાય છે. તેમજ ત્યાંનું આદુ, વરીઆળી, તથા જીરૂ વખણાય છે.

પંચમહાલના ડુંગરાળ પ્રદેશમાં મકાઈ વિશેષ થાય છે, અને લોકોનો તે સામાન્ય ખોરાક છે. ડાંગર, ચણા, બાજરી, કપાસ અને તલ પણ થાય છે.

ભરુચ જિલ્લાની કાળી ચીકણી જમીનમાં કપાસ પુષ્કળ થાય છે. નર્મદા નદીના ભાઠાની જમીનમાં તે સારો થાય છે. જુવાર, ઘઉં, ડાંગર, તલ અને બાજરી પણ થાય છે. ભાઠામાં દરેક જાતનો પાક થાય છે.

સુરત જિલ્લામાં પણ ભરુચની માફક કપાસ પુષ્કળ થાય છે. તાપી નદીના ભાઠાની જમીન તેને વધારે અનુકૂળ છે. વળી જુવાર અને ડાંગરનો પાક પણ સારો થાય છે. સાધારણ લોકનો તે ખોરાક છે. ઘઉં, તુવેર, દીવેલી અને શેરડી પણ ઠીક થાય છે.

થાણા જિલ્લામાં બહુ વરસાદ વરસે છે એટલે ત્યાં ડાંગર પુષ્કળ થાય છે. થોડોક બાવટો, તુવેર અને જુવાર થાય છે. વસાઈમાં કેળાં, પાન અને શેરડી સારાં થાય છે.

મહીકાંઠાની કાળી જમીનમાં કપાસ, ઘઉં અને જુવારનો પાક સારો થાય છે. ગોરાડુ જમીનમાં બાજરી, ડાંગર અને કઠોળ થાય છે.

પાલણપુરની જમીન રેતાળ છે, પણ નદીના કિનારાનો ભાગ ભાઠાની જમીનનો છે. ત્યાં ડાંગર, ઘઉં, કઠોળ અને કપાસ થાય છે. ત્યાંના ચંપા અને કેવડાના ફૂલમાંથી અત્તર કાઢવામાં આવે છે.

રાધનપુર સંસ્થાનના રણના ભાગની જમીન ખારી છે. ત્યાંની કાળી અને ગોરાડુ જમીનમાં ઘઉં (કાઠા), ચણા અને કપાસ ઠીક થાય છે. વડોદરા રાજ્યના કડી પ્રાંતમાં સરસવ, અળસી અને અફીણ થાય છે.

ડુંગર કે પર્વત ઉપર વધારે વરસાદ પડે છે. તે તેની કરાડમાં ભરાઈ રહે છે. જ્યારે તાપ પડે છે ત્યારે ત્યાં વનસ્પતિ થાય છે. જો વરસાદ અને તાપ સારો પડે છે અને જમીન કસદાર હોય છે, તો ત્યાં મોટાં ઝાડ પુષ્કળ થાય છે. તેને **જંગલ** કહે છે. જો બહુ ઘાસ થાય છે, તો તેને **બીડ** કહે છે. તેથી ત્યાં ઢોરને પાળીને ચરાવવામાં આવે છે. ગુજરાતમાં આવાં જંગલો, પંચમહાલ, રાજપીપળા, વાંસદા, ધરમપુર, ડાંગ, આબુ, આરાસુર, પાવાગઢ, ગિરનાર, ગીર અને છેક દક્ષિણે થાણા જિલ્લાના પહાડોમાં જોવામાં આવે છે. તેમાંનાં સાગ, સીસમ, અને વાંસ, ઇમારતી કામમાં આવે છે. મહુડો, આંબો, તથા રાયણ ફળાઉ ઝાડો થાય છે. મહીકાંઠા એજન્સિમાં બીડ વધારે છે. જંગલમાંથી મધ, મીણ અને લાખ ઠીક મળી આવે છે.

પ્રશ્નો:-(૧) જંગલમાં વનસ્પતિ શાથી વધારે હોય છે ?

(૨) ગુજરાતમાં નીચે જણાવેલી વસ્તુઓ ક્યાં થાય છે ?
કપાસ, ડાંગર, શેરડી, અને બાજરી.

(૩) જંગલ ક્યાં વધારે જોવામાં આવે છે ? તેનું શું કારણ છે ?

(૪) પંચમહાલ અને સુરત જિલ્લાના પાકની સરખામણી કરો.

(૫) નીચેની જગાએ જે પાક થતો હોય તે નકશામાં મૂકો.
કેળાં, અફીણ, ચંપો, સરસવ, મકાઈ, તમાકુ અને ઘઉં.

---

## પાઠ ૮ મો

---

### પ્રાણી

કચ્છમાં ઊંટ બહુ માલમ પડે છે, ત્યાં તેને ખાસ ઉછેરવામાં આવે છે; કારણકે રણમાં જવાને માટે તે બહુ કામમાં આવે છે. ગાય

અને ભેંસ પણ કચ્છમાં હોય છે. ઘણા વખતથી કચ્છી ઘોડા વખણાતા આવ્યા છે. કચ્છના રણમાં ઘણાં ખચ્ચર રખડતાં જોવામાં આવે છે.

કાઠિઆવાડના ગીર અને બરડાની ભેંસો ઉત્તમ ગણાય છે. દિવસમાં તે મણ–દોઢ મણ દૂધ આપે છે. દૂધ ખડી જેવું જાડું હોય છે. તેવીજ રીતે ત્યાંની ગાયો પણ ઘણી દૂધાળી હોય છે, ત્યાં વઢીઆર અને કાંકરેજના બળદ લાવવામાં આવે છે. ત્યાંના કાઠી ઘોડા ઘણા વખતથી પ્રખ્યાત થએલા છે. કાઠિઆવાડના મધ્યમાં પાંચાલમાં ઘોડાનો ઉછેર સારો થાય છે. ડુંગરાળ જમીન તથા ઘાસપાણી, અને સુકી હવા વગેરે તેને માટે અનુકૂળ છે. ઓખા, નવાનગર અને ઉત્તરના ભાગમાં ઊંટ વિશેષ જોવામાં આવે છે. સુંદરી નામનાં ઝાડનાં પાંદડાં તે ખાય છે. રાની પશુમાં સિંહ બહુ જાણીતો છે. પહેલાં કાઠિઆવાડના બધા ભાગમાં તે જોવામાં આવતા હતા. હાલમાં ફક્ત ગીરમાં જોવામાં આવે છે. તે સિંહને ટુંકી કેશવાળી હોય છે, તેથી તેને કેસરી સિંહ કહે છે. હાલમાં તે થોડા છે. ચિત્તો, દીપડો, જરખ, ભૂંડ (ડુક્કર) વરૂ, શિઆળ, હરણ, સાબર એ જંગલનાં પ્રાણી છે.

ગુજરાતનાં જંગલમાં વાઘ, વરૂ, દીપડો, રીંછ, ડુક્કર, હરણ, સસલાં, શિઆળ વગેરે મળી આવે છે. વાંસદા ધરમપુરના જંગલમાં વાઘ હોય છે. ભરુચ જિલ્લામાં ડુક્કર, અને વરૂ હોય છે. રાજપીપળામાં વાઘ, રીંછ, ચિત્તા, વરૂ, રાની બિલાડી, જરખ, શાહુડી, સાબર, રોઝ અને ડુક્કર પણ જોવામાં આવે છે. ખેડા જિલ્લામાં મહી નદીના કોતરમાં વાઘ અને દીપડા પહેલાં હતા, પણ તે હવે નથી. વરૂ પણ ભાગ્યેજ જોવામાં આવે છે. શિઆળ, સુવર કે ડુક્કર નદીકિનારે જોવામાં આવે છે. રોઝ અને હરણ કોઈ કોઈ ઠેકાણે માલમ પડે છે. પંચમહાલમાં દીપડો, વાઘ, રીંછ, ડુક્કર, સાબર અને હરણ હોય છે. રાની ભેંસ પણ જંગલમાં હોય છે.

ગુજરાતના ડુંગરાળ અને જંગલના પ્રદેશમાં ઉપર જણાવેલાં જંગલી પ્રાણીઓ જોવામાં આવે છે. પાળેલાં પશુઓ જેવાં કે ગાય,

ભેંસ, બળદ, ઘેટાં, ઊંટ, અને ગધેડાં રાખવામાં આવે છે. પાલણપુર તરફ બળદ અને ભેંસ ખાસ ઉછેરવામાં આવે છે. જ્યાં ઘાસચારો પુષ્કળ હોય છે, ત્યાં ભરવાડ લોકો આવાં જાનવરોને ઉછેરે છે.

પ્રશ્નોઃ-(૧) ઊંટ ક્યાં વધારે જોવામાં આવે છે? તે શા કામમાં આવે છે?

(૨) નીચેનાં પ્રાણી ક્યાં જોવામાં આવે છે? વાઘ, સિંહ, ડુક્કર, રીંછ અને રાની ભેંસ.

(૩) રાની પશુ સિવાય કયાં કયાં પ્રાણી ગુજરાતમાં ઉછેરવામાં આવે છે?

(૪) પંચમહાલમાં કયાં કયાં જાનવરો જોવામાં આવે છે.

---

## પાઠ ૯ મો.

### ધંધો રોજગાર.

આપણા ગુજરાતનો મુખ્ય ધંધો ખેતીનો છે, કારણ કે જમીન રસાળ હોવાથી અને વરસાદ જોઈતો આવવાથી ખેતી સારી થાય છે. આપણા પ્રાંતમાં કોલસા તેમજ લોઢું નહિ નીકળવાથી કારખાનાં ચાલતાં નથી. તેમજ બીજા ખનીજ નહિ નીકળવાથી બીજા ઉદ્યોગો ખીલતા નથી. બીજા લોકો મજુરી, કારીગરી, વેપાર અને નોકરી કરી તેમનું ગુજરાન ચલાવે છે. અમદાવાદ, નડિઆદ, વડોદરા, સુરત ભરુચ, પેટલાદ જેવાં શહેરોમાં સુતર કાંતવાની તથા કપડાં વણવાની મીલો છે. આખા ગુજરાતમાં બધી મળીને ૧૧૩ મીલો છે. તેને લીધે ઘણા માણસોને રોજી મળે છે. ગુજરાતનાં બીજાં શહેરો કરતાં અમદાવાદમાં વધારેમાં વધારે માણસો ઉદ્યોગે લાગેલાં છે. ત્યાં કાપડની મીલો વધતી જાય છે. ગામડામાં ઢેડ લોકો હાથે ઘણું કાપડ વણે છે; અને સાળવી લોકોનું હાથવણાટનું કામ હજુ સારી રીતે ચાલે છે. અમદાવાદ અને ખેડામાં રંગાટીનું કામ થાય છે. રેશમની કારી-

જરીનું કામ સુરતમાં સારૂં થાય છે. સુરત અને અમદાવાદના કિનખાબ હજુ પણ વખણાય છે; તથા રેશમી કાપડ વણવાનું અને કસબી ભરતનું કામ પણ જાણીતું છે. કિનારે રહેનારાનો મુખ્ય ધંધો વહાણવટું કરવાનો છે. માછી લોકો માછલાં પકડીને ગુજરાન ચલાવે છે. જ્યાં ઘાસ બહુ થાય છે, ત્યાં ઢોર ઉછેરવામાં આવે છે. જંગલમાં મધ, લાખ, ગુંદર અને ઇમારતી લાકડાંનો રોજગાર ચાલે છે.

કચ્છમાં કેટલીક જમીન સારી ખેડવા લાયક છે. કચ્છમાં કોલસા અને લોઢાની ખાણ છે; પણ હાલમાં લોઢાનાં કારખાનાં ચાલતાં નથી, તેથી મુખ્ય ધંધો ખેતીનો, ઢોર ઉછેરવાનો તથા પરદેશ સાથેનો દરીઆઈ વેપાર કરવાનો છે. ભુજનું સોનારૂપાના ઘાટ પરનું નકશી કામ પ્રખ્યાત થએલું છે. કાઠિઆવાડમાં જામનગરનું સોનેરી અને રૂપેરી કસબી કામ, બાંધણી, અતલસ અને કિનખાબ, કંકુ ગુલાબ વગેરે જાણીતી વસ્તુઓ છે. રંગાટકામ જામનગર, પોરબંદર, અમરેલી, વઢવાણ, લીમડી અને ધ્રાંગધ્રામાં થાય છે. રાજકોટ અને ભાવનગરમાં સુતર કાંતવાની તથા કાપડ વણવાની મિલો છે. માંગરોળ, કુંડલા અને મુળીમાં ઘોડાનાં જીન, વઢવાણમાં સાબુ, ધાંગધ્રા અને હળવદમાં ઘંટીઓ તથા ધ્રાંગધ્રાના કુડામાં મીઠું થાય છે. દ્વારકા અને પોરબંદરમાં સિમેન્ટ બનાવવાનાં કારખાનાં હાલમાં થયાં છે. અકીકની જુદી જુદી વસ્તુઓ ખંભાતમાં થાય છે. પેથાપુરનાં છાયલ વખણાય છે. મહુવામાં રમકડાં સારાં થાય છે. અમદાવાદ, વિસનગર, શિહોર અને અંજારનાં તાંબાપિત્તળનાં વાસણ જાણીતાં છે. લોઢાનો સામાન કુંડલામાં થાય છે. પોલાદની ચીજો આતરસુંબા, આમોદ અને અંજારમાં થાય છે. પાટણનાં પટોળાં વખણાય છે. પંચમહાલમાં મુખ્યત્વે ખેતી થાય છે. તેમાં કંઈ ખાસ ઉદ્યોગ ચાલતો નથી; પણ જંગલનાં લાકડાંનો વેપાર સારો ચાલે છે. નાંદોદમાં જુના વખતમાં તરવાર થતી; પણ હાલમાં લોઢું ગાળવાનો ધંધો પડી ભાગવાથી તે થતી નથી. રાજપીપળામાં કપાસ સારો થવાથી ત્યાં કપાસ લોઢવાનાં

કારખાનાં છે. મહુડામાંથી દારૂ બનાવવામાં આવે છે. ખાણમાંથી અકીક ખોદવાનું અને તેને પકવવાનું કામ ચાલે છે. કાપડની મિલો ઉપરાંત કપાસ લોઢવાનાં, ગાંસડી બાંધવાનાં, લાકડાં વહેરવાનાં, અનાજ દળવાનાં, ચોખા કાઢવાનાં, તેલીબીઆં પીલવાનાં, દીવાસળી તથા સાબુ બનાવવાનાં અને લુગડાં છાપવાનાં કારખાનાં વધતાં જાય છે. ખારાઘોડા અને કુંડામાં મીઠું પકવવામાં આવે છે. જંગલમાંથી લાખ, મીણ, મધ, ઇમારતી લાકડાં, મહુડાં એકઠાં કરવામાં આવે છે. જ્યાં ઘાસ વધારે ઊગે છે, ત્યાં ઢોર ઉછેરવામાં આવે છે. દા. કાંકરેજ વઢિઆર વગેરે ઠેકાણે.

પ્રશ્નો:-(૧) આપણા ગુજરાતમાં મુખ્ય ધંધો કયો છે? શાથી તે મુખ્ય ધંધો છે?

(૨) જંગલમાં, દરીઆકિનારે અને ઘાસના મેદાનમાં શો શો ધંધો ચાલે છે?

(૩) નીચેની વસ્તુઓ જ્યાં થતી હોય તે નકશામાં બતાવો. સીમેન્ટ, મીઠું, સોનારૂપાનું નકશી કામ, અકીકની વસ્તુઓ, તાંબા પિત્તળનાં વાસણો, પટોળાં, ચપ્પુ, કસબી કામ.

(૪) ગામડાના લોકોનો મુખ્ય ધંધોરોજગાર શો છે?

(૫) ગુજરાતમાં કઈ કઈ જાતનાં કારખાનાં ચાલે છે?

## પાઠ ૧૦ મો

### આયાત નિકાસ

જ્યારે ગામમાં જોઈએ તે કરતાં વધારે વસ્તુ પાકે છે કે માલ બનાવવામાં આવે છે, ત્યારે તે બહારગામ મોકલવામાં આવે છે. ગામડામાં લોકો ડાંગર, બાજરી, ઘઉં, કપાસ શહેરમાં વેચવા જાય છે; અને ત્યાંથી કાપડ, ઘાસતેલ, દીવાસળી વગેરે ચીજો લઈ આવે

છે. તેવી રીતે પ્રાંત કે દેશમાંથી જે વસ્તુઓને બીજે ઠેકાણે મોકલવામાં આવે છે તેને **નિકાસ** કહે છે. જે જરૂરી વસ્તુઓ બહારથી ગામમાં લાવવામાં આવે છે તેને **આયાત** કહે છે. આપણા પ્રાંતમાં લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. કોલસાની તથા લોઢું વગેરે ધાતુની ખાણો નહિ હોવાથી તેનો કારખાનામાં માલ બનતો નથી. આપણા લોકોનો મુખ્ય ધંધો શો છે તે તમે શીખી ગયા છો.

કચ્છ **આયાત**

**ખનીજ:**—પત્થર, સોનું, રૂપું, કોલસા અને કેરોસીન.

**ખેતીની પેદાસ:**—રૂ, ખાંડ, સાગ, અનાજ, મસાલો.

**તૈયાર માલ:**—સુતરાઉ કાપડ, ગરમ અને રેશમી કાપડ. કચ્છનો વેપાર મુખ્યત્વે દરીઆઇ માર્ગે ચાલે છે. મસાલો, ખાંડ, ઈમારતી લાકડું તથા લોઢા, તાંબા અને પિત્તળનાં વાસણો, હાથીદાંત અને કાપડ આયાત થાય છે.

**કાઠિઆવાડ**—તેમાં સુતરાઉ કાપડ, અનાજ, ખાંડ અને ગોળ વિશેષ આવે છે.

**તૈયાર માલ**—કાચનો સામાન, લોઢાનો સામાન, વિલાયતી કાપડ, રંગ, દવા, સંચાકામ, કોલસા અને દીવાસળી.

**ખાવાની ચીજો**—ચોખા, ખાંડ, ચા, ખજુર, ખારેક, ગુંદ.

**નિકાસ**

કાઠિઆવાડમાંથી મુંબઈ ઇલાકાના રૂનો $\frac{1}{6}$ ભાગ બહાર જાય છે.

**તૈયાર માલ**—કચ્છમાંથી સોના રૂપાનું નકશીકામ, તાંબાપિત્તળના, માટીના તથા પત્થરના ઘાટ, પેથાપુરનો લોઢાનો સામાન, અમદાવાદમાંથી સુતરાઉ અને રેશમી કાપડ, કિનખાબ બહારગામ મોકલવામાં આવે છે.

**ખેતીની પેદાશ:**—ભરુચમાંથી કપાસ, ઉત્તર ગુજરાત પાટણમાંથી તેલીબીઆં, ખેડા જિલ્લામાંથી તમાકુ, શણ, ગળી, સુતર, અને થાણા જિલ્લામાંથી ચોખા મોકલવામાં આવે છે.

કચ્છની નિકાસ—રૂ, બાજરી, ઘી, કઠોળ.

**ખનીજ**—કચ્છમાંથી ફટકડી, મીઠું, પંચમહાલમાંથી મેંગેનીઝ, રાજપીપળામાંથી અકીક, બરડામાંથી લોઢું, પોરબંદરમાંથી પત્થર, આરાસુરમાંથી આરસ, ખારાઘોડામાંથી મીઠું.

**વનસ્પતિની પેદાશ:**—પંચમહાલમાંથી મહુડાં, ઈમારતી લાકડું જાય છે. નાળિએર થાણા, તથા સુરત જિલ્લામાંથી અને પંચમહાલ તથા રાજપીપળામાંથી જંગલનો માલ બહાર જાય છે.

**જાનવર અને તેની પેદાશ:**—કચ્છમાંથી ઘોડા, ઊંટ, ચામડાં, હાડકાં, ઊન, વઢિઆરમાંથી બળદ કાઠિઆવાડમાંથી ઘોડા.

પ્રશ્નો:-(૧) આયાત અને નિકાસ એટલે શું તે સમજાવો.

(૨) કાઠિઆવાડની આયાત શું છે?

(૩) નકશામાં નીચેની ચીજો ગુજરાતમાં ક્યાંથી જાય છે તે મૂકો. તમાકુ, કપાસ, તેલી બીઆં, મેંગેનીઝ, મહુડાં, ચાંદીનાં વાસણ.

(૪) જાનવરની કયી કયી પેદાશ બહાર મોકલવામાં આવે છે.

(૫) કચ્છમાં બહારગામથી શું આવે છે?

---

## પાઠ ૧૧ મો

---

### વહેવારનાં સાધન

ગયા પાઠમાં જુદાં જુદાં ઠેકાણાંની આયાત તથા નિકાસ શી છે, તે તમે શીખી ગયા છો. તેને લાવવા લઈ જવા માટે સારા રસ્તા તથા સાધન હોવાં જોઈએ. અવરજવર તથા માલ લઈ જવાને માટે ત્રણ જાતની સવડ હોય છે. (૧) રેલવે, (૨) કાચી કે પાકી સડક, (૩) દરીઆનો કે નદીનો માર્ગ. જ્યાં પાકી સડક કે રેલવે નથી ત્યાં માલ પોઠ કે ગાડાંથી અથવા ઊંટ ઉપર લઈ જવામાં

આવે છે. કચ્છનો વેપાર મુખ્યત્વે દરીઆમાર્ગે સિંધ, કાઠિઆવાડ અને મલબાર સાથે ચાલે છે. એટલુંજ નહિ પણ તે દૂરના જંગબાર, ઈરાન તથા અરબસ્તાન જેવા દેશ સાથે પણ ચાલે છે. કચ્છનાં કોટીઆં હોડી તરીકે સારાં વખણાય છે. કચ્છના ખલાસી તેમનાં સાહસ અને ચતુરાઈ માટે જાણીતા છે. માંડવીનો વેપાર એક વખત ઝાંઝીબાર સુધી ચાલતો હતો. રજપુતાના માળવા રેલવેને લીધે કચ્છનો વેપાર મુંબઈ અને કરાંચી તરફ વળ્યો છે. કચ્છમાં સારા રસ્તા નહિ હોવાથી ચોમાસામાં અવરજવર નહિ જેવી થાય છે. કોરી ઋતુમાં સિંધ, મારવાડ, ઉત્તર ગુજરાત અને ઝાલાવાડમાં જમીન માર્ગે જવા આવવાનું ચાલે છે. ત્યાં હાલમાં ભુજથી તુણા સુધી ૩૪ માઇલની રેલવે કરવામાં આવી છે. એક બીજી રેલગાડી વઢવાણથી કચ્છમાં થઈ બાદીન સાથે જોડી સિંધના હૈદરાબાદ સાથે તેનો સંબંધ જોડવાની યોજના કરી છે.

કાઠિઆવાડમાં જુના વખતમાં વેપારનો મુખ્ય માર્ગ ઘોઘાથી દક્ષિણે સોમનાથ અને વાયવ્યમાં દ્વારકા તરફ હતો. જમીનમાર્ગે ઝીંઝુવાડાથી પાટડી થઈ વઢવાણ અને વિરમગામ તરફ જવાનો રસ્તો હતો. તેમજ ધોળકા, ધંધુકાથી વઢવાણનો રસ્તો પણ વપરાતો હતો. વળી વઢવાણથી જુનાગઢ સુધીનો ધોરી રસ્તો હતો. જ્યારે ધોલેરા અને ઘોઘા મુખ્ય બંદરો હતાં, ત્યારે વઢવાણ તેમજ બીજી જગાએથી લીમડી અને ધંધુકા થઈ ધોલેરા જવાતું. આ ઉપરાંત વઢવાણથી સીધો રસ્તો નવાનગર અને ખંભાલીઆ થઈ દ્વારકાંનો હતો. આવી રીતે પગરસ્તે પહેલાં કાઠિઆવાડમાં જવાતું હતું. પહેલાં પાકી સડકો ન હતી; પણ કાઠિઆવાડમાં અંગ્રેજી અમલ થયા બાદ ઇ. સ. ૧૮૬૫ પછી પાકા રસ્તા કરવામાં આવ્યા છે.

વઢવાણથી અમદાવાદ રેલગાડી થવાથી રાજકોટથી વઢવાણની ગાડી ઉપયોગી થઈ પડી છે. અમદાવાદથી વઢવાણ અને ભાવનગર ગોંડળ રેલ્વે થવાથી મુસાફરી સરળ થઈ છે. વઢવાણથી




જુનાગઢ થઈ વેરાવળ અને બીજી ભાવનગરથી રાજકોટ અને જામનગર થઈ તે દ્વારકાં જાય છે. રેલવે થવાથી નાનાં બંદરનો વેપાર ભાગી પડયો છે. વઢવાણ અને ભાવનગરમાં વેપારરોજગાર વધ્યો છે. ઉપર જણાવેલી બે મુખ્ય રેલવે છે. તે કાઠિઆવાડના મોટા ભાગમાં થઈને જાય છે. જુનાગઢ રેલવેનો ફાંટો જેતલસર છે. વઢવાણથી ધાંગધ્રા,

અને વઢવાણથી વાંકાનેર થઈ રાજકોટ જવાય છે. વળી વઢવાણથી ધોળા થઈ ભાવનગર જવાય છે.

ગુજરાતમાંની રેલવેની મુખ્ય લાઈન વલસાડથી સુરત થઈ અમદાવાદ સુધીની બૉમ્બે બરોડા એન્ડ સેન્ટ્રલ ઈન્ડિયા (મુંબઈ, વડોદરા અને મધ્ય હિંદ) રેલવે છે. મુંબઈથી ઉપડી વાંદરા થઈ થાણા જિલ્લામાં જવાય છે. પછી ફીરંગીનું દમણ અને વડોદરાનો મુલક આવે છે. વલસાડની પાસેનો ભાગ ઘણો રમણીય લાગે છે. આગળ જતાં સુરત શહેર આવે છે. પછી તાપીનો પૂલ ઓળંગી ભરુચ જિલ્લામાં અવાય છે. પ્રથમ અંકલેશ્વર સ્ટેશન આવે છે. ત્યાંથી રાજપીપળાની રાજધાની નાંદોદ શહેરમાં જવાની ગાડી ઉપડે છે. પછી નર્મદા નદીનો મોટો પૂલ ઓળંગી ભરુચ અવાય છે. ત્યારપછી વડોદરા આવે છે તે ગાયકવાડી રાજ્યની રાજધાની છે. આગળ જતાં મહીનો પૂલ ઓળંગી આણંદ જંકશન આવે છે. પછી નડીઆદ, અમદાવાદ અને વીરમગામ એ મુખ્ય સ્ટેશન આવે છે. વલસાડથી તે અમદાવાદ સુધીનો બધો ભાગ લિલોતરીથી ભરપુર અને રમણીય લાગે છે. વીરમગામથી આગળ જતાં કાઠિઆવાડનો ભાગ વેરાન અને પત્થરવાળી જમીનનો આવે છે. આ રેલ્વેનો એક ફાંટો **વડોદરેથી ગોધરે** થઈ માળવામાં જાય છે. **આણંદથી** એક ફાંટો **ડાકોર** થઈ **ગોધરે** વડોદરાના ફાંટાને મળે છે. વળી **આણંદથી પેટલાદ-ખંભાત** લાઈન પણ છે. તેમજ હાલમાં **વાસદ, બોરસદ, કઠાણા,** રેલવે થઈ છે. આ ઉપરાંત નાની રેલવેઓ જેવી કે **ડભોઈ-ચાણોદ, સુરત-નંદરબાર,** (તાપ્તી રેલવે) **અમદાવાદ-પ્રાંતીજ, સાબરમતી-ધોળકા, નડિઆદ-કપડવણજ, બોરીઆવી-વડતાલ, ભાદરણ-પેટલાદ, વસો લાઈન, અંકલેશ્વર-રાજપીપળા, વડોદરા-પાદરા, જંબુસર-ભરુચ** વગેરે લાઈનો છે.

જ્યાંથી રેલવેના ઘણા ફાંટા નીકળે છે, તે **જંકશન** કહેવાય છે.

સુરત જંકશનથી તાપ્તી રેલવેમાં નંદરબાર તરફ જવાય છે. અંકલેશ્વર જંકશનથી નાંદોદ જવાય છે.

મીઆંગામ જંકશનથી વિશ્વામિત્રી થઈ માસરરોડ અને છેવટે જંબુસર જવાય છે. મીઆંગામથી ડભોઈ થઈ બહાદુરપુર જવાય છે. અને મીઆંગામથી સીનોર થઈ માલસર જવાય છે. કલોલ જંકશનથી એક ફાંટો કડી થઈ ભોયણી અને બીજો ફાંટો વિજાપુર જાય છે.

અમદાવાદથી આબુ તરફ નાના માપની રજપુતાના માળવા રેલવે છે.

ગુજરાતમાં હાલ મોટાં ગામમાં પાકી સડકો આવેલી છે. તેનો ઉપયોગ મોટરો કરે છે. વળી નાનાં ગામડાંમાં પણ મોટરો ચાલે છે. દરીઆકિનારો ઉંડો નહિ હોવાથી ગુજરાતમાં સારાં બંદર નથી. ખંભાત, સુરત, ભરુચ જેવાં જુનાં બંદર પુરણને લીધે નિરુપયોગી થયાં છે. ફક્ત તાપી અને નર્મદા મોટી નદીઓ છે તેમાં થોડા માઇલ સુધી વહાણ ફરી શકે છે.

પ્રશ્નોઃ–(૧) અવરજવરનાં હાલમાં કયાં સાધનો છે ?

(૨) અમદાવાદથી સુરત સુધીની રેલવે મુસાફરીનું વર્ણન કરો.

(૩) નકશામાં કાઠિઆવાડની મુખ્ય રેલવે બતાવો.

(૪) ગુજરાતનાં મોટાં મોટાં જંકશનો કહો.

(૫) આણંદથી ચાણોદ જાત્રા કરવા કયે રસ્તે જઈશું ?

---

## પાઠ ૧૨ મો

---

### વસ્તી, લોકો અને ધર્મ

જે પ્રદેશ ફળદ્રુપ હોય છે અને જ્યાં ધંધો રોજગાર સારો ચાલે છે, ત્યાં વસ્તી વધારે હોય છે. આખા ગુજરાતમાં ખેડા જિલ્લાની વસ્તી વધારેમાં વધારે છે. તેવીજ રીતે સચીન સ્ટેટમાં વસ્તી પણ વધારે છે. ગુજરાતની કુલ વસ્તી ૮૭,૧૫,૫૦૦ છે. તેનો વિસ્તાર ૫૯૪૩૮ ચો. મા. એટલે

દર ચોરસ માઇલે સરાસરી ૧૪૭ માણસની વસ્તી છે; પણ ઉપર જણાવ્યા મુજબ વસ્તીનું પ્રમાણ જુદા જુદા ભાગમાં જુદું જુદું હોય છે.

દા. કચ્છ- ૬૩.

કાઠિઆવાડ- ૧૦૬.

તળ ગુજરાત- ૧૬૭.



બધી વસ્તીમાંથી લગભગ ૬૫ લાખ હિંદુ છે. ૨૧ લાખ મુસલમાન, ૧૮,૦૦૦ પારસીઓ અને ૩૮,૦૦૦ ખ્રિસ્તીઓ છે.

કચ્છમાં સિંધથી ઘણા લોકો આવી વસ્યા છે. વળી ત્યાં મારવાડી અને ગુજરાતી પણ આવી રહેલા છે. કચ્છમાં હિંદુની વસ્તી વિશેષ છે. ત્યાંના લોકો સાહસિક છે. તેઓ ઘણે દૂર વેપાર ખેડે છે. કચ્છમાં કચ્છી અને ગુજરાતી ભાષા બોલાય છે; પણ લખવાની અને ભણવાની ભાષા તથા લિપિ તો ગુજરાતી છે. કચ્છી ભાષા, સિંધી, ગુજરાતી અને મારવાડી ભાષાના મિશ્રણથી થએલી છે. ખોજા તથા મેમણો કચ્છી ભાષા બોલે છે. કચ્છ લોકની પાઘડી સિંધી પાઘડીને મળતી એટલે ગુજરાતી કરતાં જુદી હોય છે.

કાઠિઆવાડ દ્વીપકલ્પ હોવાથી કિનારાના લોકો વેપારમાં ઘણા સાહસિક છે. પહેલાં કિનારાના લોકો વહાણ લૂટવાનો ધંધો કરતા પણ હાલમાં તેઓ આગબોટોમાં ખલાસીનું કામ કરે છે. કાઠિઆવાડ લોકોમાં ત્યાંની જાણવા લાયક જાત રજપુતોની છે. ત્યાંના કાઠી લોકો ઉપરથી આખા દ્વીપકલ્પનું નામ **કાઠિઆવાડ** પડયું છે. કાઠિઆવાડના લોકો માથે ફેંટો બાંધે છે. તેઓ શરીરે ઉંચા, કદાવર અને મજબુત બાંધાના હોય છે. કાઠિઆવાડનો મોટો ભાગ ડુંગરાળ હોવાને લીધે ઓછો ફળદ્રુપ છે, તેથી ત્યાંના લોકો મહેનતુ અને મજબુત છે. તેમની વસ્તી ૨૫,૩૮,૫૦૦ માણસની છે.

તળ ગુજરાતનો ભાગ સપાટ પ્રદેશ છે. ફક્ત પૂર્વમાં ડુંગરની હારો આવેલી છે. સપાટ પ્રદેશ ફળદ્રુપ હોવાથી ત્યાંના લોકોને ઓછી મહેનતે ખાવાનું મળે છે, તેથી તેઓ મોજીલા છે. તેમનું શરીર બહુ મજબુત હોતું નથી. જંગલના ભીલ લોકો મજબુત બાંધાના હોય છે. સુરતના લોકો સુઘડ અને વિવેકી હોય છે. કાઠિઆવાડના લોકો બોલવામાં મીઠા અને વહેવારૂ હોય છે.

તળ ગુજરાતની વસ્તી ૫૦ લાખની છે. તેમાં મુખ્યભાગ હિંદુ-

ઓનો છે. મુસલમાનની વસ્તી ભરુચ જિલ્લામાં વિશેષ છે. પારસી લોકો આપણા પ્રાંતમાં તેમના ઇરાન દેશથી આશરે ૧૨૦૦ વર્ષ પહેલાં આવ્યા હતા. તેઓ સુઘડ, માયાળુ અને વેપારમાં આગળ પડતા છે. તેઓ કેળવણીમાં પણ આગળ પડતા છે. ગુજરાતના લોકો વેપારમાં સાહસિક અને ધંધારોજગારમાં ઘણા કુશળ છે. દુનિયાના બધા ભાગમાં તે વસેલા માલમ પડે છે. તેઓ શાંતસ્વભાવના અને કરકસરીઆ છે. તેમની સાધારણ ભાષા ગુજરાતી છે. મુસલમાન લોકો ઉર્દુ બોલે છે. પણ વહેવારમાં ગુજરાતી ભાષા વપરાય છે, તેથી હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધા ગુજરાતી કહેવાય છે. થાણા જિલ્લામાં મરાઠી ભાષા બોલાય છે. જંગલોમાં ભીલ, ચોધરી, દુબળા, નાયકડા એવી અનાર્ય જાતો વસે છે. તેઓ સુધરેલા નથી.

ગુજરાતનો જે ભાગ રસાળ છે, ત્યાં વસ્તી ઘાડી છે. જ્યાં ઉદ્યોગ અને કારખાનાં ચાલે છે, ત્યાં પણ વસ્તી વિશેષ જણાય છે. હાલમાં શહેરોમાં વસ્તી વધતી જાય છે. જે ભાગ રેતાળ અને ડુંગરવાળો છે ત્યાં વસ્તી ઓછી છે. (નકશામાં જુઓ.)

**ધર્મ:**—ગુજરાતમાં મુખ્ય ધર્મો હિંદુ, મુસલમાન, જરથોસ્તી અને ખ્રિસ્તી છે. હિંદુઓમાં જૈન, વૈષ્ણવ અને શૈવ પંથો છે. કેટલાક હિંદુ સ્વામીનારાયણનો ધર્મ પાળે છે, આ ધર્મના આચાર્યની ગાદી ખેડા જિલ્લામાં વડતાલમાં છે. જૈન લોકો જીવદયામાં અને તપમાં વિશેષ માને છે. વૈષ્ણવો વિષ્ણુને માને છે. તેઓ રામ અને કૃષ્ણને ઈશ્વર તરીકે પૂજે છે. શૈવો શિવને માને છે. હિંદુઓનું પવિત્ર પુસ્તક વેદ છે. ઇસ્લામ ધર્મ પાળનાર મુસલમાન કહેવાય છે. તેઓ એક ઈશ્વરને માને છે. હજરત મહમદ તેમના પેગંબર છે. **કુરાન** તેમનું પવિત્ર પુસ્તક છે. પારસી જરથોસ્તી ધર્મ પાળે છે. તેઓ **જરથોસ્ત**ને તેમના પેગંબર તરીકે ગણે છે. તેઓનું ધર્મ પુસ્તક **અવસ્તા** છે. ખ્રિસ્તી લોકો ઇસુખ્રિસ્તને માને છે. તેમનું ધર્મ પુસ્તક **બાઈબલ** છે. કોળી, ભીલ ચોધરી, દુબળા વગેરે લોકો મલીન દેવીઓ અને ભૂતપ્રેતને માને છે.

પ્રશ્નોઃ—(૧) ગુજરાતમાં વધારે વસ્તી ક્યાં માલમ પડે છે? તેનું શું કારણુ?
(૨) ગુજરાતમાં કયા કયા લોકો રહે છે? તેઓ કઈ ભાષા બોલે છે?
(૩) ગુજરાતમાં મુખ્ય ધર્મો કયા કયા છે. તેમના ધર્મપુસ્તકનું નામ કહો.
(૪) કાઠિઆવાડના લોકો મજબુત બાંધાના શા કારણથી છે?
(૫) હાલમાં શહેરોમાં શાથી વસ્તી વધે છે?

## પાઠ ૧૩ મો.

### રાજ્યવહીવટ

આપણા પ્રાંતનો રાજ્યવહીવટ ત્રણ રીતે ચાલે છે; અને તેના નીચે પ્રમાણે ભાગ પાડવામાં આવ્યા છેઃ—

(૧) અંગ્રેજી રાજ્ય, (૨) દેશી રાજ્યો અને (૩) પરદેશી રાજ્ય.

**અંગ્રેજી રાજ્યઃ—**

**મહેસુલી ખાતુંઃ**—ગામડામાં મુખ્ય અધિકારી મુખી અને તલાટી છે. તલાટી સરકારનો વેરો વસુલ કરે છે; અને મુખી લોકોની ફરિઆદ સાંભળે છે તથા ગુનાનો રિપોર્ટ કરે છે. તાલુકામાં તેવુંજ કામ મામલતદાર કરે છે. જિલ્લાનો અમલદાર કલેકટર કહેવાય છે. તે આખા જિલ્લાની સુખશાંતિ ઉપર દેખરેખ રાખે છે, મહેસુલ ઉઘરાવે છે, તથા બીજાં ખાતાં ઉપર દેખરેખ રાખે છે. દુકાળ વખતે કે અનાજ બરાબર ન પાકયું હોય, ત્યારે કલેકટર મહેસુલ મુલતવી રાખે છે કે માફ કરે છે. જો તાલુકો નાનો હોય છે, તો તે મહાલ કહેવાય છે. તેના ઉપરી અધિકારીને મહાલકારી કહે છે. **ઘણા જિલ્લા મળી વિભાગ થાય છે. તેનો ઉપરી અધિકારી કમિશનર હોય છે.** આપણો વિભાગ ઉત્તર વિભાગ કહેવાય છે; અને કમિશનર અમદાવાદમાં રહે છે. તે આખા પ્રાંત ઉપર દેખરેખ રાખે છે; અને મહેસુલ સંબંધી તથા ફોજદારી ગુનાની તપાસ કરે છે.

**પોલિસખાતું:**—ચોરી, લૂટફાટ, મારામારી વગેરે ગુનાની શિક્ષા કરવાનું તથા રૈયતના જાનમાલનું રક્ષણ અને સુલેહશાંતિ રાખવાનું




કામ પોલિસખાતું કરે છે. આ ખાતામાં જિલ્લામાં વડો–પોલિસનો ઉપરી હોય છે, તેને પોલિસ સુપ્રિન્ટેન્ડટ કહે છે. તેના હાથ નીચે ઇન્સ્પેક્ટર, સબ ઇન્સપેક્ટર, જમાદાર, નાયક, પોલિસો વગેરે હોય છે. ગામડામાં તેવું કામ મુખી કરે છે, તેથી તેને પોલિસપટેલ કહે છે.

**ન્યાયખાતું:**—લોકોના લેણદેણની તકરારો પતાવવાનું કામ ન્યાયખાતું કરે છે. દરેક તાલુકામાં આવું કામ કરનાર મુન્સફ હોય છે. ફોજદારી ગુનાનો ઇન્સાફ કરનાર મેજિસ્ટ્રેટ હોય છે. મોટા ગુનાનો ઇન્સાફ કરવા માટે જિલ્લામાં જજ હોય છે, અને તાલુકામાં સબ-જજ હોય છે.

**કેળવણીખાતું:**—પ્રજાનાં છોકરાંઓને કેળવણી આપવાનું કામ કેળવણીખાતું કરે છે. ગામડામાં મહેતાજી ભણાવે છે, અને જિલ્લાના ડેપ્યુટિ અને એસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર તે કામ તપાસે છે. ઉત્તર ભાગમાં કેળવણી સંબંધી દેખરેખ રાખનાર અમલદાર એજ્યુકેશનલ ઇન્સ્પેકટર હોય છે.

**બાંધકામખાતું:**—સરકારી મકાનો તથા જાહેર રસ્તા બાંધવાનું કામ આ ખાતું કરે છે. જિલ્લાના ઉપરી અમલદારને ઈજનેર કહે છે. તેના હાથ નીચે તાલુકામાં ઓવરસીઅર હોય છે.

**સુખાકારીખાતું:**—માંદા લોકને દવા આપી સાજા કરવાનું કામ આ ખાતું કરે છે. મોટાં ગામોમાં સરકારી દવાખાનાં હોય છે. તેમાં દાક્તર લોકોને દવા આપે છે. તાલુકાના મુખ્ય ગામમાં સબ એસિસ્ટંટ સર્જન હોય છે, અને જિલ્લામાં સિવિલ સર્જન હોય છે.

**લોકલફંડખાતું:**—ખેડુત પાસેથી જે જમીનનું મહેસુલ ઉઘરાવવામાં આવે છે, તેની સાથે રૂપીએ એક આનો વધારે લેવામાં આવે છે. તે પ્રજાની કેળવણી તથા દવા માટે અને રસ્તા સુધારવા વગેરે પ્રજાનાં સુખનાં કામ માટે વપરાય છે. તેનો વહીવટ કરવા તાલુકામાં **તાલુકાબોર્ડ** અને જિલ્લામાં **જિલ્લાબોર્ડ** હોય છે. તેમાં લોકોના ચુંટી કાઢેલા તથા સરકારના નીમેલા સભાસદો હોય છે. બોર્ડ પોતાનો પ્રમુખ પસંદ કરે છે.

**પોસ્ટખાતું:**—કાગળ, બંગીઓ, તથા પૈસા એક ગામથી બીજે ગામ મોકલવાનું કામ આ ખાતું કરે છે. વળી તેની સાથે તારખાતું હોય છે; તેથી કોઈ પણ ઠેકાણે તાર મોકલી શકાય છે. લોકો કરકસર કરી પૈસો બચાવે, તેને માટે **સેવિંગ્સ બેન્ક** હોય છે. તેમાં

ઓછામાં ઓછી ચાર આનાની રકમ મૂકી શકાય છે. પોસ્ટ ઓફિસના ઉપરી અધિકારીને પોસ્ટમાસ્તર કહે છે. પોસ્ટલ ઇન્સ્પેક્ટર આખા જિલ્લાની પોસ્ટ ઓફિસો ઉપર દેખરેખ રાખે છે.

## દેશી રાજ્ય.

નાનાં દેશી રાજ્યો સારૂં રાજ્ય ચલાવે, તે માટે દેખરેખ રાખવાને ઘણાં રાજ્યો વચ્ચે અંગ્રેજ સરકાર તરફથી **પોલિટિકલ એજંટ** હોય છે. તે રાજ્યોને જોઈતી સલાહ આપે છે. તેમના રાજ્યના બંદોબસ્ત ઉપર તે દેખરેખ રાખે છે. આવાં રાજ્યોના જથાને **એજન્સિ** કહે છે. એકાદ નાનું રાજ્ય હોય છે, તો તેના ઉપર જિલ્લાનો કલેકટર દેખરેખ રાખે છે. બહુ નાનાં રાજ્યોને તેમનાં ગામની મહેસુલ ઉઘરાવવાનો હક હોય છે. તેમની પાસે ફોજદારી કે દિવાની સત્તા હોતી નથી. બીજાં મોટાં રાજ્યો પાસે આવી સત્તા હોય છે. આખા રાજ્યના વહીવટની કુલ સત્તા તેમની હોય છે. તેઓ તેમને ઠીક લાગે તે પ્રમાણે રાજ્ય કરે છે. સૌથી મોટાં રાજ્યોમાં અંગ્રેજ સરકાર તરફથી ખાસ જુદો અમલદાર રહે છે, તેને **રેસિડેન્ટ** કહે છે. એક રાજાને બીજા રાજા જોડે કંઈ કામ હોય, તો એજંટ કે રેસિડેન્ટ મારફત તે કામ થાય છે. વડોદરાના રાજ્યવહીવટનો સંબંધ વાઈસરોય સાથે છે.

દીવ અને દમણમાં પરદેશી પ્રજા-ફિરંગીનું સ્વતંત્ર રાજ્ય છે.

ગુજરાતના રાજકીય વિભાગો નીચે પ્રમાણે છે :—

| | | | |
|---|---|---|---|
| ૧ અમદાવાદ | જિલ્લો. | ૧ બનાસકાંઠા | એજન્સિ |
| ૨ ખેડા | ,, | ૨ મહીકાંઠા | ,, |
| ૩ ભરુચ | ,, | ૩ રેવાકાંઠા | ,, |
| ૪ પંચમહાલ | ,, | ૪ સુરત | ,, |
| ૫ સુરત | ,, | ૫ પશ્ચિમ હિંદ | ,, |
| ૬ થાણા | ,, | | |

વડોદરા અને ખંભાત એ સંસ્થાન છે

# અમદાવાદ જિલ્લો.

**સીમાઃ**—એ ગુજરાતનો છેક ઉત્તરનો ભાગ છે. તેની ઉત્તરે વડોદરાનું રાજ્ય અને મહીકાંઠા એજન્સિ, પૂર્વમાં વાડાસિનોર, ખેડા જિલ્લો અને ખંભાતનો અખાત, દક્ષિણે ખંભાતનો અખાત અને ભાવનગરનું રાજ્ય, તથા પશ્ચિમે કચ્છનું રણ અને ઝાલાવાડ છે. આ જિલ્લો બધો એક જથે આવ્યો નથી; પણ તેમાં દેશી રાજ્યનો મુલક આવી ગયો છે. ઈશાનમાં આવેલા પ્રાંતિજ તાલુકા તથા મોડાસા મહાલની વચમાં ગાયકવાડી રાજ્ય અને મહીકાંઠાનો મુલક છે, તેથી જિલ્લાના બીજા તાલુકાથી તે જુદા પડે છે; તેમજ દક્ષિણે ધોધા મહોલ ભાવનગરનું રાજ્ય વચ્ચે આવવાથી છુટો પડયો છે. ગાયકવાડ અને કાઠિઆવાડનો મુલક અમદાવાદ જિલ્લાની વચમાં આવવાથી તેની જમીન સળંગ એક જથે જોવામાં આવતી નથી.

**કુદરતી રચનાઃ**—તેના દેખાવ ઉપરથી જણાય છે, કે જુના વખતમાં ત્યાં દરીઆનું પાણી હોવું જોઈએ. જયારે દરીઆમાં ભારે ભરતી આવે છે, ત્યારે ખંભાતના અખાત અને રણ વચ્ચેના ભાગ પાણીથી ઢંકાઈ જાય છે. છેક પશ્ચિમમાં રાણપુરથી થોડે દૂર ચોટીલાને મળી જતી નાની ટેકરીઓ છે. છેક દક્ષિણે ધોધામાં ખોખરા નામની ટેકરીઓ ૫૦૦ ફુટ ઉંચી છે. તે ચારે બાજુ ધાસ અને ઝાડથી છવાયલી છે. ઉત્તરમાં મોડાસામાં ડુંગરો છે. આ બેની વચ્ચેનો જિલ્લાનો બધો મુલક એક સપાટ મેદાન છે, પણ ઉત્તરમાં અને પૂર્વમાં જમીન જરા ઉંચી છે. છેક પશ્ચિમમાં પાણીનું પૂર આવે છે, અને ત્યાં કચ્છના રણ સુધીનો ખારોપાટ આવેલો છે. આ જિલ્લામાં સાબરમતી નદી અરવલ્લીના ડુંગરમાંથી-ઇશાનમાંથી નીકળી નૈઋત્યમાં વહે છે. તેની પશ્ચિમ બાજુએ સાણંદ, ધોળકા અને ધંધુકા તાલુકા છે; અને પૂર્વે અમદાવાદ આવેલું છે. તે ખંભાતના અખાતને મળે છે. તેને ચાર નદીઓ મળે છે. વાત્રક, ખારી, મેશ્વા અને માજમ. સાબરમતી




અરવલ્લીના ડુંગરમાંથી નીકળે છે. ત્યાં તેને **સાબર** કહે છે. સાબરને જ્યાં આગળ હાથમતી મળે છે, ત્યાંથી તે **સાબરમતી** કહેવાય છે. તેના કિનારા પર કેટલીક ખાડીઓ છે. જેમાંની ધોલેરા અને ઘોઘાની મુખ્ય છે. નૈર્ઋત્યમાં નળનું સરોવર આવેલું છે; તેનો વિસ્તાર ૫૦ માઇલનો છે. સાબરમતીના મુખ આગળ-નો ભાગ કાંપને લીધે રસાળ છે; ચોમાસામાં વરસાદને લીધે તે ભાગ પાણીથી ભરપુર થવાથી નળકાંઠાની સાથે જોડાઈ જાય છે; તેથી આખો

ભાગ જળમય થાય છે, અને ભાલ તથા નળકાંઠાનાં ગામડાંમાંથી બીજે જઈ શકાતું નથી. એથી પાડા ઉપર બેસી જવું પડે છે, અને અમદાવાદ સાથેનો સંબંધ તૂટી જાય છે. વરસાદનું પાણી કચ્છના રણમાં થઈ નળકાંઠામાં આવવાથી બધો ભાગ જળમય થાય છે. અમદાવાદની આસપાસનો દશ કોશનો ભાગ દશકોશી કહેવાય છે. ધોળકાના ભાગને તથા ધંધુકાના પૂર્વ ભાગને **ભાલ** કહે છે.

**જમીનઃ**—જમીન મુખ્યત્વે બે જાતની છે. કાળી જમીન પશ્ચિમમાં, અને ગોરાડુ પૂર્વમાં છે. (૧) સાબરમતીના વહેણનો પ્રદેશ જેમાં વિરમગામ દસક્રોઇ, ધોળકા, ધંધુકા અને સાણંદ આવે છે તે કાંઠાનો ભાગ હોવાથી ઘણોજ રસાળ છે, અને ત્યાં થોડી મહેનતે સારી ખેતી થઈ શકે છે. (૨) પ્રાંતિજ અને મોડાસાની જમીન ડુંગરાળ છે. (૩) ઘોઘામાં કાળી ડુંગરાળ જમીન છે.

**વરસાદઃ**—આ જિલ્લામાં સરેરાશ ૨૦ ઈંચ વરસાદ પડે છે. મોડાસાના ડુંગરાળ ભાગમાં તે ઘણો પડે છે. પ્રાંતિજમાં પણ વધારે વરસાદ પડે છે. ભાલમાં પાણીની તાણ છે, અને ઉનાળામાં પાણી વિના ઘણું દુઃખ પડે છે.

**હવાઃ**—શિઆળામાં ઘણી ઠંડી લાગે છે, અને ઉનાળામાં ગરમી વિશેષ લાગે છે; ભાદરવામાં તાવથી લોકો બહુ પિડાય છે. જિલ્લાના મધ્ય ભાગમાં ઘણો તાપ પડે છે, અને લોકો બરાબર તંદુરસ્ત રહેતા નથી; પણ કિનારા ઉપરના લોકોને દરીઓ પાસે હોવાથી તાપ ઓછો લાગે છે. ઉત્તરનો પ્રદેશ ઉંચો હોવાથી ત્યાં પણ તાપ બહુ લાગતો નથી.

**પાકઃ**—કપાસ ઘણા મોટા પ્રમાણમાં આ જિલ્લામાં થાય છે. ધોળકા, ધંધુકા અને વિરમગામમાં કપાસ તેમજ ઘઉંનું વાવેતર વિશેષ છે. પછી જુવાર પણ ઘણી થાય છે. ઘઉં, બાજરી, ચોખા અને તલ એ પાક ઠીક થાય છે. પ્રાંતિજ, દસક્રોઈ, સાણંદ અને ધોળકા તાલુકામાં ડાંગર વિશેષ થાય છે. તેમાં દસક્રોઈની ડાંગર સારી ગણાય છે. નળકાંઠામાં કમોદ સારી થાય છે. ખારાઘોડામાં કુવાના પાણીના અગર બનાવી

ત્યાં વરાગડુ મીઠું પકવવામાં આવે છે. તે લાવવા માટે ખારાઘોડાથી વિરમગામ સુધી રેલગાડી છે. હાથમતી અને ખારી નદીમાંથી નહેર વાટે ખેતરોને પાણી પુરૂં પાડવામાં આવે છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે. કપાસનો વિશેષ પાક થાય છે તેથી તે લોઢવાનાં જીન ઘણે ઠેકાણે છે. અમદાવાદમાં ૭૩ અને વિરમગામમાં ૨ કાપડ વણવાની મિલો છે.

(૧) ઉત્તર દસક્રોઈ, (૨) દક્ષિણ દસક્રોઈ, (૩) વિરમગામ, (૪) પ્રાંતિજ, (૫) ધંધુકા અને (૬) ધોળકા એ ૭ તાલુકા છે. મોડાસા, સાણંદ અને ઘોઘા એ ત્રણ મહાલ છે.

**જાણવા લાયક સ્થળોઃ—**

**અમદાવાદ:—**(૨,૭૪૦૦૦) ગુજરાતમાં સૌથી મોટું શહેર છે. મુંબઈથી બીજા નંબરે તેનો મિલઉદ્યોગ ચાલે છે. અહમદશાહે ઇ. સ. ૧૪૧૨માં વસાવેલું, તેથી તે અહમદાબાદ કે **અમદાવાદ** કહેવાય છે. તે સાબરમતીને કાંઠે આવેલું છે, ને ગુજરાતની જુની રાજધાની છે. હાલમાં પણ તે ગુજરાતનું મુખ્ય શહેર છે. ત્યાં કમિશનર રહે છે. વેપારરોજગારમાં તે વધતું જાય છે. ભદ્રનો કિલ્લો, શાહઆલમનો રોજો, જુમા મસીદ, સીદી સૈયદની મસીદ, રાણી સીપ્રીની મસીદ, પાદશાહનો હજીરો, દરીઆખાનનો ઘુમટ એ જુનાં મુસલમાની સમયનાં જોવા લાયક મકાન છે. કાંકરીઉં તળાવ, દાદાહરીની વાવ, માતાભવાનીની વાવ, ચંડોળા તળાવ, હઠીસીંગનું દહેરૂં વગેરે બીજાં જોવા લાયક સ્થળ છે. જુના વખતનું બાંધકામ, નકશીકામ તથા કોતરણી કામ કેવું ઉમદા હતું, તેનો આપણને તે ઉપરથી ખ્યાલ આવે છે. આ જિલ્લામાં કપાસ વિશેષ થવાથી સુતરાઉ કાપડ બનાવવાનું મુખ્ય મથક આ શહેર બન્યું છે. વળી તે ગુજરાતના મધ્યમાં હોવાથી વેપારને માટે વધારે સગવડ ભરેલું છે. અહીંઆં સુતરાઉ કાપડની ૭૩ મિલો છે, તેથી ઘણું જથાબંધ કાપડ બહારગામ જાય છે. વળી દીવાસળી બનાવવાનું પણ કારખાનું છે. ઘણા જુના વખતથી શહેરનું કસબી અને રેશમી કાપડ ( કિનખાબ, અતલસ ) વખણાય છે.

તે મોટું રેલવે જંકશન છે. ત્યાંથી દિલ્હી, મુંબઈ, ધોળકા, પ્રાંતિજ અને વઢવાણ તરફ જવાય છે. સાબરમતીના દૂધેશ્વરને આરે પાણીની ટાંકી છે, જે વડે આખા શહેરને પાણી પુરૂં પાડવામાં આવે છે. તેને સામે કિનારે ગાંધીજીનો આશ્રમ છે.

**વિરમગામ:**—તે અમદાવાદની ઉત્તરમાં કાઠિઆવાડ જવાનું સ્ટેશન છે. તેની આસપાસ કપાસ પુષ્કળ થાય છે; તેથી ત્યાં કપાસ લોઢવાનાં જીન છે, તથા કાપડ વણવાની ૨ મિલ છે. ત્યાં સિદ્ધરાજની મા મિનલદેવીએ બંધાવેલાં મુનસર અને ગંગાસર તળાવ આવેલાં છે. ત્યાં પાતાળ કુવો કરેલો છે, તેથી લોકોને પાણીનું સુખ થયું છે.

**ખારાઘોડા:**—તે કચ્છના રણના ખુણામાં આવેલું છે. ત્યાંની ખારી જમીનમાં કુવા ખોદીને મીઠું પકવવામાં આવે છે. તે વરાગડુ મીઠું છે.

**ધોળકા:**—તે ગુજરાતનું ઘણું જુનું શહેર છે. પહેલાં તે વેપાર-નું મુખ્ય મથક હતું. તે પાંડવોના વખતનું વિરાટનગર હતું એમ લોકો માને છે. ગુજરાત અને કાઠિઆવાડ જવાના ધોરી રસ્તા ઉપર તે શહેર આવેલું છે. સિદ્ધરાજની માતા મિનલદેવીએ ત્યાં **મલાવ** તળાવ બંધાવ્યું છે, તે જોવા લાયક છે; તેમજ ખાન તળાવ ઉપર બાંધેલી ખાન મસીદની કારીગરી જોવા લાયક છે. અહીંનાં સૂંઠ, દાડમ અને જમરૂખ વખણાય છે.

**ધોલેરા:**—તે દરીઆથી ૧૨ માઈલ દૂર છે. પહેલાં ત્યાં ખાડીમાં હોડીઓ આવતી; પણ હાલમાં તે પુરાઈ જવાથી તેનો વેપાર પડી ભાંગ્યો છે. પહેલાં તે એક મોટું બંદર હોવાથી વેપારનું મથક હતું. રૂને માટે હાલ તે જાણીતું છે.

**ઘોઘા:**—પહેલાં તે કાઠિઆવાડનું રૂના વેપાર માટે જાણીતું બંદર હતું. કાઠિઆવાડના અગ્નિ ખુણામાં ખંભાતના અખાત ઉપર તે આવેલું છે. હાલમાં ખંભાતના અખાતમાં પૂરણ થવાથી, અને કાઠિઆવાડમાં રેલવે થવાથી તેનો વેપાર ઓછો થયો છે. ઘોઘાથી

સાતેક માઈલ દૂર **પીરમ બેટ** ઉપર દીવાદાંડી છે. દરીઆમાં તે દસ માઈલથી દેખાય છે. કાઠિઆવાડમાં રેલવે થવાથી તેનો વેપાર ઘટી ગયો, અને, ભાવનગરનું બંદર થવાથી તેનો વેપાર તદ્દન ભાગી પડયો. દરીઓ પાસે હોવાથી ત્યાંની હવા ઉનાળામાં ખૂશનુમા લાગે છે; તેથી ઘણા લોકો ત્યાં હવા ખાવા જાય છે. ત્યાંના ખારવાઓ બહુ વિશ્વાસુ હોવાથી અંગ્રેજોની આગબોટમાં તેઓ કામ કરે છે.

**સરખેજ:**—અમદાવાદથી ૬ માઇલ દૂર છે. ત્યાં અહમદખટુ ગંજબક્ષની તથા મહમદ બેગડાની કબર અને રોજો છે. સત્તરમા સૈકામાં ત્યાંની ગળી વખણાતી હતી, તેથી ત્યાં વલંદા લોકોએ વખાર નાખી હતી. **વટવા** અને **પીરાણા**ના રોજા તથા **અડાળજ**ની વાવ એ જોવા લાયક સ્થળો છે.

---

## મહીકાંઠા એજન્સિ.

મહી નદી પાસે નાનાં મોટાં રાજ્યોનો જે સમૂહ આવેલો છે, તેને **મહીકાંઠા એજન્સિ** કહે છે. તેની ઉત્તરમાં તથા ઈશાનમાં ઉદેપુર અને ડુંગરપુરના પર્વતો છે, અગ્નિ ખુણામાં રેવાકાંઠાનાં રાજ્યો છે, દક્ષિણે ખેડા જિલ્લો છે, અને પશ્ચિમે વડોદરાનું રાજ્ય તથા અમદાવાદ જિલ્લો અને પાલણપુર એજન્સિ આવેલાં છે. મહીકાંઠામાં ઘણાં રાજ્યો છે; તેમાં ઈડરનું રાજ્ય સૌથી મોટું છે. આ એજન્સિના અડધોઅડધ ભાગમાં ઈડરનું રાજ્ય આવેલું છે. બધાં રાજ્યોનો વિસ્તાર ૩,૧૨૪ ચો. મા. છે. તેની કુલ વસ્તી ૪,૫૦,૪૭૮ છે, એટલે અમદાવાદ જિલ્લાથી લગભગ અડધી છે. મહીકાંઠાનાં બધાં મળી ૫૧ રાજ્યો છે; તેમાં ઈડર સિવાય બીજાં મોટાં રાજ્યો **દાંતા** કે **પોલો**નાં છે.

**કુદરતી રચના:**—એની ઉત્તરે અને પૂર્વે ડુંગરાળ અને જંગલ-

વાળો પ્રદેશ છે. તેમાં વચ્ચે જંગલોથી છવાએલી ટેકરીઓ આવેલી છે. આરાસુર પર્વત સિવાય તારંગા, શામળાજી અને ગબ્બર ડુંગરો છે. દક્ષિણ અને પશ્ચિમનો મુલક સપાટ અને વનસ્પતિથી ભરપુર છે, અને ત્યાં ખેતી સારી થાય છે. તેના ઈશાન ભાગમાંથી નૈઋર્ત્ય તરફ ઘણી નદીઓનાં વહેણ આવેલાં છે. તેમાં સરસ્વતી નદીનું વહેણ ફક્ત ૪૫ માઈલ સુધીનું છે, અને સાબરમતીનું વહેણ ૬૦ માઈલનું છે. હાથમતી ૩૫ માઈલના ભાગમાંથી વહે છે, અને તે અમનગર આગળ સાબરમતીને મળે છે. ખારી, મેશ્વો, માજમ, વાત્રક અને બીજી નદીઓ આ પ્રદેશમાં થઈ વહે છે. ફક્ત હાથમતી નદીનું પાણી ખેતીના કામમાં લેવામાં આવ્યું છે. તેમાં અમનગરની ઉપરના ભાગમાં બંધ બાંધી હાથમતીમાંથી કાંસ કાઢીને પ્રાંતિજ તાલુકામાં નહેર વાટે તેનું પાણી વાપરવામાં આવે છે. તેમાં સરોવરો નથી, પણ કુવા અને તળાવનું પાણી પુરતું છે.

**આબોહવાઃ**—દરીઆકિનારેથી દૂર હોવાને લીધે તેમાં ટાઢ-તાપ વધારે લાગે છે. ઉત્તર અને પૂર્વમાં ડુંગરાળ જમીન હોવાથી ત્યાં ટાઢ વધારે પડે છે. મધ્ય અને દક્ષિણ ભાગ રેતાળ હોવાથી ઉનાળા-માં ત્યાં તાપ વધારે લાગે છે. ફક્ત ઉત્તર અને ઈશાનના ભાગમાં હવા તંદુરસ્ત નથી. બીજી બધી જગાની હવા સાધારણ રીતે સારી છે. ઈડરમાં વરસાદ ૩૪ ઈંચ છે.

**જમીનઃ**—તે બે જાતની છે; કાળી અને રેતાળ. આ બંને જાત રસાળ છે. દક્ષિણ અને પશ્ચિમ ભાગ સપાટ છે, અને તેના પોણા ભાગની જમીનમાં ખેતી થાય છે.

**પાકઃ**—ઘઉં, ચોખા, બાજરી, ચણા, કપાસ, તલ અને શેરડી એ મુખ્ય પાક છે. સરસ્વતીના પ્રદેશમાં નદીનું પાણી ખેતીના કામમાં લેવાય છે. હાથમતીની નહેરો ખેતીના કામમાં ઘણી ઉપયોગી છે.

**વનસ્પતિઃ**—તેના ડુંગરાના મોટા ભાગમાં ખેર અને બાવળની ઝાડી છે. વાંસ, સાગ, ખેર, સીસમ, ટીમ્બરવો વગેરે નજરે પડે છે,

પણ ત્યાં તેની સારી આવક થાય તેવાં જંગલો નથી. તેમાં ગુંદર અને મધ વિશેષ થાય છે.

**ખનીજ**:—અમનગર પાસેથી ઉંચી જાતના પત્થર ખાણમાંથી ખોદી કાઢવામાં આવે છે. આ પત્થરો સારૂં કોતરકામ થઈ શકે તેવા હોવાથી ગુજરાતની મસીદો અને મંદિરો બાંધવામાં તે ઘણા કામમાં આવે છે. વળી આરાસુરના પર્વતમાંથી ઉંચી જાતનો પત્થર તેમજ આરસ નીકળે છે. એ ઉપરાંત બીજી જાતના પત્થરો તથા અબરખ અને ખડી પણ નીકળે છે. માજમ નદીમાંથી અકીક નીકળે છે. ઈડરના દક્ષિણ ભાગમાંથી ઊસ નીકળે છે, તે કાચ અને સાબુ બનાવવાના કામમાં આવે છે.

**ધંધો**:—મુખ્ય ધંધો ખેતીનો છે. અમનગર અને પેથાપુરમાં વણાટકામ સારૂં થાય છે, અને ગર્ભસુતરાઉ કાપડ ત્યાં સરસ થાય છે. વાસણા અને પેથાપુરમાં રંગવાનું કામ સારૂં થાય છે. ઈડર, અમનગર અને પેથાપુરમાં પહેલાં લડાઇનાં હથિયાર અને લોઢાનો સામાન સારો થતો હતો.

રાજ્યવહીવટ માટે તેના ૭ ભાગ પાડેલા છે, અને તેમને **પરગણાં** કહે છે.

| **પરગણાનું નામ.** | **મુખ્ય શહેર.** |
|---|---|
| ૧ નાની મારવાડ. | દાંતા, ઈડર, માલપુર, ગાબટ, પોલો. |
| ૨ રેવર. | મોહનપુર. |
| ૩ સાબરકાંઠા | માણસા, પેથાપુર. |
| ૪ વાત્રકકાંઠા | આમલીઆરા, ઘોડાસર. |
| ૫ બાવીસી. | વાસણા, મહીસા ને ડભોડા. |
| ૬ કટોસણ. | કટોસણ, જોટાણા ને સાંથળ. |

આ રાજ્યોની દેખરેખ રાખવાને સાદરામાં પોલિટિકલ એજન્ટ રહે છે.

**જાણવા લાયક સ્થળો:—**

**ઈડર:**—ઈડર રાજ્યની જુની રાજધાનીનું શહેર છે. અસલના વખતમાં ત્યાં ભીલ અને કોળી લોકોનું રાજ્ય હતું. જેમ જેમ મુસલમાનો સિંધ અને રજપુતાના તરફ વધતા ગયા, તેમ તેમ પરમાર, રાઠોડ તથા ચાવડા રજપુતો મહીકાંઠામાં આવવા લાગ્યા. ઈડરની આસપાસ બુરજવાળો કોટ છે. તેની પાસે ડુંગર છે. તેની તળેટીમાં રાજાનો મહેલ છે, અને તેની પાછળ ડુંગર ઉપર ગઢ છે; તેને "ઈડરીઓ ગઢ" કહે છે. ત્યાં જૈનોનાં દહેરાં તથા હિંદુઓનાં મંદિર, રણમલ હવેલી, રાજમહેલ વગેરે મકાનો જોવા લાયક છે.

**અમનગર:**—હાલની રાજધાની હાથમતીને કિનારે છે. તેને હવે **હીંમતનગર** કહે છે. ઈડરના રાજાને દાબમાં રાખવા ગુજરાતના બાદશાહ અહમદશાહે ઇ. સ. ૧૪૨૭માં આ શહેર વસાવ્યું હતું. તેની આસપાસ કિલ્લો છે. લોકને પાણી પુરૂં પાડવા હાથમતીમાંથી નહેર ખોદી કાઢેલી છે. મહારાજાનો મહેલ તથા બીજાં મકાન જોવા લાયક છે.

**સાદરા:**—મહીકાંઠા એજન્સિનું સદર સ્ટેશન છે. ત્યાં પોલિટિકલ એજન્ટ રહે છે. અહીં લશ્કરની છાવણી છે. ગરાસીઆના કુંવરોને ભણવા માટે **રજ્કોટ કૉલેજ** છે. તેમાં સાબરમતીને કિનારે બંધાવેલો જુનો કિલ્લો છે.

**પેથાપુર:**—સાબરમતીને કિનારે આવેલું ગામ છે. અહીંની બાંધણી વખણાય છે, તથા ત્યાં રંગાટકામ સારૂં થાય છે. ધારીઆં, ભાલા, જમૈયા તથા છરી વગેરે લોઢાની વસ્તુઓ પણ સારી થાય છે.

**ખેડબ્રહ્મા:**—અહીંઆં બ્રહ્માની મૂર્તિ, અંબાજી માતાનું મંદિર, તથા ભૃગુઋષિનો આશ્રમ જોવા લાયક છે. તે હિંદુઓનું જાત્રાનું ધામ છે. અમદાવાદ-પ્રાંતિજ રેલવેનું તે છેલ્લું સ્ટેશન છે. તેની આસપાસની કુદરતી રચના સુંદર છે.

**તારંગા:**—રેલવે લાઈન પર આવેલી ટેકરી છે. તેમાં મહારાજા

કુમારપાળે બંધાવેલાં જૈન ધર્મનાં દહેરાં જોવા લાયક છે, તેથી તે જૈનોનું પવિત્ર ધામ છે. તારણ માતાના મંદિર ઉપરથી ટેકરીનું નામ તારંગા પડયું હશે. ત્યાંનો કુદરતી દેખાવ સુંદર છે.

**શામળાજીઃ**—મેશ્વો નદીને કિનારે આવેલું જુનું પવિત્ર સ્થળ છે. તેમાં શામળાજી અને શ્રીકૃષ્ણની મૂર્તિ, ભોંયરામાં આવેલું શિવાલય તથા ગાંધારીની મૂર્તિ જોવા લાયક છે. ત્યાં કાર્તિક સુદ ૧૫ ઉપર મોટો મેળો ભરાય છે.

**દાંતાઃ**—દાંતાના રાજ્યની રાજધાનીનું શહેર છે. તેની પાસે આરસપહાણની ખાણો છે. એ ઘણાજ જુના વખતનું હિંદુઓનું જાત્રાનું ધામ છે. આરાસુરના ડુંગરમાં અંબાભવાનીના દહેરાને લીધે તે પ્રખ્યાત થયું છે. હજારો હિંદુઓ ત્યાં જાત્રા કરવા આવે છે. તેઓ મંદિરમાં જે પૈસા મૂકે છે, તે દાંતાનો રાણો લે છે. તે જાત્રાળુઓ પાસેથી કર પણ લે છે.

**ઉત્કંઠેશ્વર**—ઉંટડીઆ મહાદેવ–વાત્રક નદીને કાંઠે આવેલું પવિત્ર શિવાલય છે. અહીં જાબાલી ઋષિનો આશ્રમ હતો એવું કહેવાય છે. મહા શિવરાત્રીએ તથા સિંહસ્થના વર્ષમાં અહીં મોટો મેળો ભરાય છે.

**બહુચરાજીઃ**—એ બહુચરાજી માતાનું પવિત્ર સ્થળ છે. અહીંઆં ચૈત્ર સુદ ૧૫ ને દિવસે મેળો ભરાય છે. દર વરસે હજારો હિંદુઓ જાત્રા અર્થે અહીંઆં આવે છે.

**કુંભારીઆઃ**—અંબાભવાની પાસે ચિતોડના કુંભારાણાએ વસાવેલું કુંભારીઆ ગામ છે. તેની પાસે વિમળશાનાં બંધાવેલાં જૈનોનાં દહેરાં છે.

---

## પાલણપુર એજન્સિ.

---

ગુજરાતની છેક ઉત્તરે આવેલા રાજ્યના સમૂહને **પાલણપુર એજન્સિ** કહે છે. તેની ઉત્તરે રજપુતાના, ઉદેપુર, અને શિરોહી-

નાં રાજ્યો, પૂર્વમાં મહીકાંઠા એજન્સિ, દક્ષિણે વડોદરા રાજ્યનો કડી પ્રાંત અને ઝીંઝુવાડા, તેમજ પશ્ચિમે કચ્છનું રણ આવેલું છે.

તેમાં પાલણપુર અને રાધનપુર એ બે પહેલા વર્ગનાં રાજ્યો છે; બાકીનાં ૧૧ નાનાં રાજ્યો છે. આ એજન્સિમાં પણ ગુજરાતની માફક રજપુત અને મુસલમાની જુદા જુદા રાજ્યોનો અમલ થઈ ગયો છે. પાલણપુરના રાજ્યકર્તાને **નવાબ** કહે છે. ત્યાંની ગાદી સ્થાપનાર મૂળ પુરુષ યુસફઝાઈ પઠાણ હતો.

આ એજન્સિનું નામ પાલણપુર શહેર ઉપરથી પડ્યું છે. તે શહેરનો જીતનાર **પ્રહ્‌લાદ દેવ** હતો. તે આબુ પરના ચંદ્રાવતીનો રજપુત રાજા હતો. તેના ઉપરથી તેને **પ્રહ્‌લાદ પાટણ** કહેતા. પછીથી તે ઉજ્જડ થયું હતું. તેને પાલણસી ચૌહાણે ૧૪મી સદીમાં ફરીથી વસાવ્યું હતુ. તે ઉપરથી તેને **પાલણપુર** કહે છે. ઇ. સ. ૧૬૦૦માં પાલણપુર અને ડીસાને ઝાલોરના પઠાણોએ લઈ લીધાં. રાધનપુરમાં પહેલાં વાઘેલા રજપુતનું રાજ્ય હતું. તેનું હાલનું નામ બલુચી સરદાર રાધનખાન ઉપરથી પડયું છે.

**કુદરતી રચના:**—આ એજન્સિનો ઘણો ભાગ રેતાળ અને વેરાન છે. તેમાં કેટલેક ઠેકાણે ઉંચાનીચા રેતીના ટેકરા આવેલા છે, અને તેમની ખીણમાં કાળી જમીન છે. તેની ઉત્તર અને ઇશાનમાં આબુ પર્વતનો ડુંગરાળ અને જંગલોથી છવાએલો સુંદર ભાગ છે; પશ્ચિમ તરફનો ભાગ ખારોપાટ છે, ત્યાં ઘસીઉં મીઠું થાય છે. રાધનપુર ખુલ્લા મેદાનનો પ્રદેશ છે. તેમાં જાસ્પેરનો ડુંગર ૩૫૦૦ ફુટ ઉંચો છે.

તેમાં **બનાસ** અને **સરસ્વતી** નદીઓ આવેલી છે. બનાસ ઢેબર સરોવરમાંથી નીકળી ડીસા આગળ થઈ પશ્ચિમે વહે છે, અને કચ્છના રણમાં બે મુખ કરીને પડે છે. આ નદીમાં જ્યારે પૂર હોય છે, ત્યારે ઉતરી શકાતું નથી. તેની મુખ્ય શાખાઓ **સીપુ** અને **બાલારામ** છે. તેનું પાણી ખેતીના કામમાં આવતું નથી.

**સરસ્વતી** નાની પણ પવિત્ર નદી છે. તે મહીકાંઠાના ડુંગરમાંથી નીકળે છે, અને આ એજન્સિના પૂર્વ ભાગની વચમાં થઇને વહે છે. થોડેક આગળ જઈએ એટલે રેતાળ પ્રદેશ આવે છે, અને તેમાં થઈને તે વહે છે. રણ આગળનું તેનું પાણી ખારૂં છે. જ્યારે વરસાદ ઓછો આવે છે, ત્યારે લોકોને પાણીની ઘણી હાડમારી વેઠવી પડે છે.

**આબોહવાઃ**—કચ્છનું રણ પાસે હોવાથી અને રેતાળ પ્રદેશને લીધે ઘણો તાપ (૧૧૩°) પડે છે. ઉનાળામાં હવા સુકી અને ગરમ છે. આખા પ્રદેશમાં એટલા બધા લૂવાળા પવન વાય છે, કે ત્યાંના લોકોથી દિવસે બહાર નીકળી શકાતું નથી. સપ્ટેમ્બરથી નવેમ્બર સુધીના સમયની હવા રોગિષ્ઠ છે. શિઆળામાં ઘણીજ ટાઢ પડે છે, પણ શિઆળો ટુંકો છે. પાલણપુરમાં ૩૦ ઇંચ વરસાદ પડે છે. થરાદમાં ૨૯ ઇંચ, અને રાધનપુરમાં ૧૬ ઇંચ વરસાદ હોય છે. પાલણપુરના રાજ્યમાં દુકાળનો ભય વધારે રહે છે.

**ખનીજઃ**—અબરખની ખાણો છે. તેમજ તાંબું, મેંગેનીઝ, કલાઈ વગેરે નીકળે છે. આ ઉપરાંત ઇમારતી પત્થર તથા સુરાખારની પણ ખાણો છે, તેમજ ત્યાં કુદરતી ઘસીઉં મીઠું પાકે છે.

**જમીનઃ**–ત્રણ પ્રકારની છે. (૧) કાળી, (૨) ગોરાડુ, અને (૩) રેતાળ.

(૧) કાળી જમીનમાં કપાસ, ડાંગર, બાજરી, ઘઉં, અને શેરડી (પાણી મળે ત્યારે) થાય છે.

(૨) ગોરાડુ જમીનમાં જુદી જુદી જાતનાં કઠોળ થાય છે.

(૩) રેતાળ જમીનમાં કઠોળ અને તાડ ઉત્પન્ન થાય છે.

**પાકઃ**—અહીંની જમીનનો ⅔ ભાગ ખેડાય છે. ગુજરાતમાં જેવું અનાજ અને કઠોળ તથા કપાસ પાકે છે, તેવુંજ રાધનપુરના સામી તાલુકામાં થાય છે. શણ, મગ અને શેરડી તથા થોડી તમાકુ પાલણપુરમાં થાય છે.

**વનસ્પતિઃ**—મુખ્ય ઝાડ ખેર, સાદડ, બીલી, કરંજ વગેરે થાય છે. ત્યાંના ભીલ્લ અને કોળી લોકો મીણ, ગુંદર અને મધ એકઠું કરીને

વેચે છે. આ જંગલમાં ઘણાં ઢોર ઉછેરવામાં આવે છે, પરંતુ તેથી પણ વધારે બનાસની ખીણમાં ઉછેરવામાં આવે છે. આ ભાગમાં વાંસની ઝાડી પુષ્કળ છે. તેના ઉત્તર અને ઇશાન ભાગમાં મોટાં જંગલો છે; તેની સંભાળ લેવામાં આવે છે, તેથી આવક ઘણી થાય છે.

**પ્રાણીઃ**—ઘણા વખતથી કાંકરેજના બળદ વખણાય છે. ગુજરાતમાં સારામાં સારા બળદ અહીં ઉછરે છે. પાલણપુર અને રાધનપુરમાં ગાય, ભેંસ, ઘેટાં, બકરાં, ઊંટ, ઘોડા અને ગધેડાં વગેરે પ્રાણીઓ ઉછેરવામાં આવે છે.

**ઉદ્યોગઃ**—મુખ્ય ધંધો ખેતીનો છે. ઉપર જણાવ્યા મુજબ જંગલની પેદાશ છે. કોઈ ઠેકાણે સુરોખાર નીકળે છે. કોઈ ઠેકાણે શણ વાવે છે. ચામડાંની સારી વસ્તુઓ થાય છે. કેસુડાનાં ફૂલ ઘણાં થાય છે, અને તે રંગવાના કામમાં આવે છે.

**નિકાસ:**—સુરોખાર, અનાજ, દિવેલીઓ, સરસવ અને તેલીબીઆં; ચંપાનું અત્તર, કેવડાનું અત્તર, કપાસ, અને ઢોર તથા ઘી એ મુખ્ય પેદાશ છે.

**આયાત:**—તમાકુ, ફળ, મશાલો, ગોળ, મિઠાઈ, ખોળ, સુતરાઉ અને રેશમી કાપડ છે.

**પાલણપુરઃ**—તે રાજધાનીનું શહેર અને રેલવેનું જંકશન છે. ત્યાંથી એક ફાંટો ડીસા તરફ જાય છે. પહેલાંથી ઉત્તર હિંદ અને સિંધનો વેપાર આ શહેર મારફત ચાલતો. તેની આસપાસ ડુંગર આવેલા છે, તેમજ તેને કિલ્લો છે. આ જુનું શહેર છે. પાલણસી ચૌહાણે આબાદ કર્યું, તેથી પાલણપુર નામ પડયું છે. ત્યાં ચંપા અને કેવડાનું અત્તર થાય છે. અમદાવાદથી મારવાડ જવાનો રસ્તો અહીંઆં છે; તેમજ અમદાવાદથી અજમેર અને દિલ્હી આ રાજ્યમાં થઈને જવાય છે.

**ડીસા:**—એ પાલણપુરની પશ્ચિમે ૧૮ માઇલ પર આવેલું છે. દેશાવાળ (ડીસાવળ) વાણીઆ અહીંઆંથી ગુજરાતમાં જુદી જુદી જગાએ ગયા છે. તેમની કુળદેવીનું દહેરૂં અહીંઆં છે.

---

## રાધનપુર.

**સીમા:**—રાધનપુર એ પાલણપુર એજન્સિમાં આવેલું છે. એની ઉત્તરે મોરવાડા અને તેરવાડા, પૂર્વે વડોદરાનું રાજ્ય, દક્ષિણે અમદાવાદ જિલ્લો અને ઝીંઝુવાડા, અને પશ્ચિમે પાલણપુરનું રાજ્ય આવેલું છે.

**કુદરતી રચના:**—ડુંગર કે પહાડ ન હોવાને લીધે તેની જમીન સપાટ અને ખુલ્લી છે. તેમાં ત્રણ નદીઓ **સરસ્વતી, બનાસ** અને **રૂપેણ** આવેલી છે. તે આબુ અને અરવલ્લીના ડુંગરમાંથી નીકળીને વહે છે. આ નદીઓ ઉનાળામાં સુકાઈ જાય છે, તેથી લોકોને કુવાના આધાર પર રહેવું પડે છે. ઉનાળામાં તાપ સખત લાગે છે. જુન માસમાં ૧૧૫° તાપ પડે છે. વરસાદ થોડો પડે છે. બનાસ નદીમાંથી રાધનપુરના તળાવ સુધી નવ માઈલની નહેર ખોદવામાં આવી છે. તેમાં બાબી વંશના મુસલમાની રાજા છે. તે પ્રથમ વાઘેલા રજપુતોના હાથમાં હતું, ને પછી ફતેહખાન નામના બલુચીને જાગીર તરીકે મળ્યું હતું. તે કુટુંબના રાધનખાન ઉપરથી તે રાધનપુર કહેવાય છે. તેની આસપાસના ભાગને **વઢીઆર** કહે છે.

**મુખ્ય પાક:**—અહીંઆં વરસાદ ઓછો છે, અને જમીન રેતાળ હોવાથી થોડીકજ જમીન ખેડાય છે; તેથી પાક થોડો થાય છે. કપાસ, ઘઉં, બાજરી, જુવાર તથા ચણા એ મુખ્ય પાક છે. આ સંસ્થાનમાં સુરોખાર નીકળે છે.

**રાધનપુર:**—શહેરની આસપાસ કિલ્લો છે. તે કચ્છ અને ઉત્તર ગુજરાતના વેપારનું મથક છે. તેની પાસેનું રેલવે સ્ટેશન પાટણ ત્યાંથી ૩૪ માઈલ દૂર છે.

**મુજપુર:**—આ રાજ્યમાં વેપારનું બીજા નંબરનું શહેર છે. પહેલાં **ધોલેરા** બંદર સાથે તેનો વેપાર ધમધોકાર ચાલતો. હાલમાં વીરમગામ અને માંડલ સાથે વેપાર ચાલે છે. તેમાં કપાસ લોઢવાનું એક જીન છે.

**પંચાસર:**—જુના વખતમાં જયશિખર ચાવડો અહીં રાજ્ય કરતો હતો, પણ હાલમાં તો તે એક નાનું ગામ છે.

## બનાસ કાંઠા એજન્સિ.

પહેલાં આ પ્રદેશને પાલણપુર એજન્સિથી ઓળખતા હતા, પણ હાલમાં પાલણપુર અને રાધનપુર રાજ્ય જતાં બાકીના રાજ્યને **બનાસ કાંઠા એજન્સિ** કહે છે. આ બે મોટાં રાજયનો સંબંધ હવે પશ્ચિમ હિંદ એજન્સિના એજન્ટ ટુ ધિ ગવર્નર જનરલ સાથે છે. બનાસ કાંઠાના રાજયની દેખરેખ પોલિટિકલ એજન્ટ રાખે છે. તેનું સદર સ્ટેશન પાલણપુર છે. તેમાં ૧૦ સંસ્થાન આવેલાં છે: કાંકરેજ, ભાભર, વારાહી, તેરવાડા, વાવ, થરાદ, દેવદર, સુઇગામ, મોરવાડા, અને સાંતલપુર. પાલણપુર એજન્સિની માફક કાંકરેજ ગાયકવાડ સરકારને ખંડણી ભરે છે. આ રાજ્યો પોતપોતાનો વહીવટ પોતે કરે છે.

**ડીસા કેમ્પઃ**—તેમાં લશ્કરની છાવણી હતી, પણ હાલમાં તે ઉઠાવી લઈ તે પાછું પાલણપુર રાજ્યને સોંપ્યું છે. આસપાસના જંગલી લોકોને વશ કરવા અહીં છાવણી નાખી હતી.

**વાવઃ**—આ જુના વખતથી સિંધ અને ગુજરાત વચ્ચે ચાલતા વેપારનું મથક છે. હાલમાં રજપુતાના–માળવા–રેલવે થવાથી તેનો વેપાર ઘટી ગયો છે.

## ખેડા જિલ્લો.

**સીમાઃ**—તેની ઉત્તરે અમદાવાદ જિલ્લો, મહીકાંઠા અને વાડાસિનોર છે; પશ્ચિમે સાબરમતી નદી અને ખંભાતનું રાજ્ય છે; પૂર્વમાં અને દક્ષિણમાં મહી નદી આવેલી છે. મહી નદી પંચમહાલ, વડોદરા રાજ્ય, અને ભરુચ જિલ્લાને ખેડાથી જુદો પાડે છે.

**કુદરતી રચનાઃ**—ખેડા જિલ્લો સાબરમતી અને મહી નદી વચ્ચેનો ભાગ છે. તેની ઉત્તરમાં થોડો ટેકરાવાળો ભાગ છે. અગ્નિ

ખુણામાં અને દક્ષિણમાં મહી નદીનો કિનારાનો ભાગ ખાડાખૈયા-વાળો તથા ઉંડાં કોતરોવાળો છે. બાકીનો ભાગ નૈઋત્ય તરફ ઢળતો સપાટ મેદાનનો છે. ઉત્તરમાં અને ઈશાન ભાગમાં કોઈ કોઈ જગાએ ડાંગર થાય છે. કપડવણજ અને ઠાસરા તાલુકાની ઉત્તરમાં ઘાસનાં મોટાં બીડ છે તેને **માળ** કહે છે. ત્યાં વસ્તી ઓછી છે. જિલ્લાનો વચલો ભાગ જે મહીથી તે મહેમદાવાદ સુધીનો છે તેને **ચરોતર** (સુંદર જમીન) કહે છે. તે ઘણોજ ફળદ્રુપ છે. જેવી રીતે મુંબઈ



ઇલાકામાં ગુજરાત બગીચો ગણાય છે, તેવી રીતે ગુજરાતમાં આ જિલ્લો બગીચારૂપ છે. ચરોતરમાં તમાકુ સારી થાય છે. વનસ્પતિ અને ઝાડ પુષ્કળ હોવાથી તે ભાગ રળિઆમણો લાગે છે. પશ્ચિમ તરફની જમીન ક્યારીની છે; ત્યાં ડાંગર તથા ઘઉં વિશેષ થાય છે. દક્ષિણમાં ખંભાતના અખાત પાસેની જમીન ખારી છે, તેથી ત્યાં પાક ઓછો થાય છે.

**નદીઓઃ—મહી** નદી એ જિલ્લામાં મોટામાં મોટી નદી છે. તેનું વહેણ ૧૦૦ માઇલ સુધી આ જિલ્લામાં છે. તેમાં બારે માસ પાણી રહે છે.

**સાબરમતીઃ**—અરવલ્લી ડુંગરમાંથી નીકળીને આગળ આવતા દસક્રોઇના બે ભાગ કરે છે. તે આ જિલ્લાની હદની પાસે વહે છે, તેથી તેનું પાણી ખેતીના કામમાં ઘણું આવે છે. ધોળકા અને ખેડાની વચમાં તે વહે છે. તેના ભાઠાની જમીન ફળદ્રુપ છે.

**મેશ્વોઃ**—ડુંગરપુરના દક્ષિણ ભાગમાંથી નીકળે છે. તેનું વહેણ ૧૨૬ માઇલ છે. તે મોડાસા આગળ થઈ વાત્રકને મળે છે.

**વાત્રકઃ**—તે પણ ડુંગરપુરની દક્ષિણમાંથી નીકળે છે. તે મહીકાંઠા અને પ્રાંતિજમાં થઈ વહે છે. ખેડા આગળ તેને શેઢી નદી મળે છે, તથા ખેડાની ઉપલી બાજુ પાંચ માઇલ ઉપર મેશ્વો મળે છે. પછી વૌઠા આગળ તે સાબરમતીને મળે છે. તે ૧૫૧ માઇલ લાંબી છે.

**ખારીઃ**—પ્રાંતિજથી બે માઇલ નૈર્ઋત્ય તરફ વહે છે. દહેગામ અને દસક્રોઈ આગળ થઈ તે ખેડા જિલ્લાના મહેમદાવાદ અને માતર તાલુકામાં વહી રડુ આગળ સાબરમતીને મળે છે. તેનો પટ ઘણો સાંકડો છે. તેના કાંસનું પાણી ખેતીના કામમાં ઘણું આવે છે; તેથી તેની આસપાસનાં ગામોમાં ડાંગર સારી થાય છે.

**શેઢીઃ**—તે મહીકાંઠાના ડુંગરમાંથી ઈશાન ખુણામાંથી નીકળે છે. તે મહી અને સાબરમતીના સપાટ પ્રદેશની વચમાં વહે છે. તેમાં ઉસ હોવાથી તેનું પાણી ખેતીના કામમાં આવતું નથી. તેને મહોર

નદી મળે છે, અને ખેડા આગળ તે વાત્રકને મળે છે. તેનું પાણી ઝડપથી વહે છે. તેના કાંઠા સાંકડા ઉભા છે, એટલે તેમાં ચોમાસામાં ઉતરવાનું મુશ્કેલ થઈ પડે છે.

**આબોહવા:**—આ જિલ્લામાં ઉનાળામાં તાપ વધારે પડે છે; કારણ કે તેની પાસે દરીઓ નથી. સરેરાશ વરસાદ ૩૪ ઈંચ પડે છે.

**જમીન:**—આ જિલ્લાની જમીન અતિશય ફળદ્રુપ છે. જમીનની ચાર જાતો છે: ગોરાડુ, બેસર, કાળી અને ભાઠાની. ગોરાડુ જમીન સાધારણ રીતે ઘણે ઠેકાણે છે. કાળી જમીન કસદાર નથી. બેસર રસાળ છે. વાત્રક આગળ ભાઠાની જમીન છે.

**પાક:**—અહીં વધારામાં વધારે બાજરી થાય છે, અને સાધારણ લોકનો તે ખોરાક છે. કપાસ, બાવટો, ચોખા, જુવાર અને છેવટે તમાકુનો પાક આવે છે. માતર તાલુકામાં ખારી નદી આગળ ડાંગર વિશેષ થાય છે. ઘઉંનું વાવેતર ઓછું છે. આ જિલ્લાની તમાકુ બહુ કીમતી છે. હાલમાં કપાસનું વાવેતર વધતું જાય છે.

**વસ્તી:**—તેનો વિસ્તાર ૧૬૦૮ ચો.મા. છે અને વસ્તી ૭,૧૦,૯૮૨ છે. સારી ખેતીને અનુકૂળ જમીન હોવાથી અને વરસાદ જોઈતો પડવાથી આ જિલ્લામાં ખેતી સારી થાય છે; તેથી વસ્તી બહુ ઘાડી છે. મુંબઈ ઈલાકાના કોઈ પણ ભાગમાં આટલી ઘાડી વસ્તી નથી.

**જાણવા લાયક શહેરો:—**

**નડિઆદ:**—(૩૨,૦૦૦) તે જિલ્લાનું સૌથી મોટું અને વેપારમાં આગળ પડતું શહેર છે. ત્યાં કાપડની બે મિલો છે. સંતરામનું મંદિર જોવા લાયક છે. મિશન ખાતા તરફથી ચાલતા દવાખાનામાં ઘણા લોકો દવા કરાવવા આવે છે. ત્યાંથી કપડવણજ જવાની નાના માપની રેલવે છે.

**મહેમદાવાદ:**—મહમદ બેગડાએ આ શહેર વસાવ્યું હતું, તેથી તેનું નામ **મહેમદાવાદ** પાડ્યું છે. ત્યાં ભમરીઓ કુવો તથા રોજારોજી

જોવા લાયક છે. મહમદ બેગડાએ બંધાવેલા ચાંદાસુરજના મહેલનાં ખંડેર વાત્રક ઉપર હાલમાં જોવામાં આવે છે.

**કપડવણજ:**—અહીંઆં જુના વખતમાં કાપડનો બહોળો વેપાર ચાલતો, તેથી તેનું નામ **કપડવણજ** પડયું છે. ત્યાં કાચ અને સાબુ બનાવવાનાં કારખાનાં છે. સિદ્ધરાજનો બંધાવેલો કુંડ અને બત્રીસ કોઠાની વાવ જોવા લાયક છે. ત્યાંના વહોરા લોકો મોટા વેપારી છે.

**ખેડા:**—જિલ્લાનું મુખ્ય શહેર છે. તેને કિલ્લો છે, ને ત્યાં કલેકટર વગેરે જિલ્લાના મુખ્ય અધિકારીઓ રહે છે. તે વાત્રક અને શેઢીના સંગમ ઉપર આવેલું છે. મહેમદાવાદથી ખેડે જવાની પાકી સડક છે. પહેલાં અહીંઆં લશ્કરી છાવણી હતી.

**ડાકોર:**—ત્યાં રણછોડજીનું મોટું મંદિર હોવાથી તે જાત્રાનું ધામ છે. દરેક પુનેમે હજારો હિંદુઓ અહીં આવે છે. પાસે ગોમતી નામનું મોટું તળાવ છે તેમાં જાત્રાળુઓ નાહાય છે.

**વડતાલ:**—સ્વામીનારાયણ ધર્મ પાળનારનું જાત્રાનું સ્થળ છે. તેમના આચાર્યની ગાદીનું તે મથક છે. બોરીઆવી સ્ટેશનથી ત્યાં સુધી રેલવે ગાડી થઈ છે.

**આણંદ:**—મોટું રેલવે જંકશન છે, એટલે ત્યાંથી અમદાવાદ, વડોદરા, ગોધરા અને ખંભાતની ગાડી જાય છે. ત્યાંની છીંકણી વખણાય છે.

**લસુંદ્રા:**—કપડવણજ તાલુકાનું ગામ છે. ત્યાં ઉના અને ઠંડા પાણીના કુંડ છે.

---

## ખંભાતનું સંસ્થાન.

---

તે ખંભાતના અખાત ઉપર આવેલું છે. ખેડાના કલેકટર પોલિટિકલ એજન્ટ તરીકે તેના ઉપર દેખરેખ રાખે છે. તેનો વિસ્તાર ૩૫૦ માઇલ છે.

**કુદરતી રચના:**—તે સાબરમતી અને મહી નદીઓની વચ્ચેનો પ્રદેશ છે. આ બે નદીઓનાં મુખ આગળ સમુદ્રની ભરતી આવે છે, તેથી જમીનમાં ખાર ભરેલો હોય છે. જમીનમાંથી પીવાનું પાણી ભાંભળું નીકળે છે. જમીન સપાટ અને ખુલ્લી છે. તેમાં કોઈ ખડક કે ડુંગર નથી. દરીઓ પાસે હોવાથી ત્યાં બહુ તાપ પડતો નથી. વરસાદ ૩૧ ઈંચ પડે છે.

**ખંભાત:**—સુતરાઉ કાપડ, સાડી, શેતરંજીઓ, અકીકની વસ્તુઓ જેવી કે એરીંગ, બટન, ચાક વગેરે માટે વખણાય છે. તે હિંદમાં જુના વખતનું એક મુખ્ય બંદર હતું. તેરમા સૈકામાં તે ઘણું આબાદ હતું. તેનું જુનું નામ **સ્તંભતીર્થ** છે. નદીના પુરણને લીધે હાલ દરીઓ શહેરથી પાંચ માઈલ દૂર ગયો છે, તેથી ત્યાં વેપાર ઘટી ગયો છે. તેને ફરતો કોટ છે. ત્યાંની સુતરફેણી સારી વખણાય છે. નવાબનો મહેલ, જુમામસીદ, ન્યાયમંદિર, હિંદુ અને જૈનોનાં દહેરાં જોવા લાયક છે. રેલવે ઠેઠ બારા સુધી લઈ જવામાં આવી છે. અહીંના રાજ્યકર્તા મોગલ જાતના શિઆ પંથના મુસલમાન છે. તેઓ **નવાબ** કહેવાય છે.

---

## પંચમહાલ.

---

**સીમા:**—પંચમહાલ જિલ્લાની વચ્ચે દેવગઢ બારીઆનું રાજ્ય આવવાથી તેના બે ભાગ પડયા છે. તેના પશ્ચિમ ભાગની ઉત્તરે સૂંથ અને લુણાવાડાનાં રાજ્યો છે. પૂર્વમાં બારીઆનું રાજ્ય છે. દક્ષિણે વડોદરાનું રાજ્ય અને પશ્ચિમે પાંડુ મેવાસ અને મહી નદી છે. મહી નદીથી ખેડા જિલ્લો જુદો પડે છે. પંચમહાલના પૂર્વ ભાગની ઉત્તરે મેવાડ, પૂર્વમાં અને દક્ષિણમાં માળવા છે. પશ્ચિમે બારીઆ અને લુણાવાડાનાં રાજ્યો આવેલાં છે. તેમાં ગોધરા, કાલોલ, દાહોદ, એ ત્રણ તાલુકા છે; ઝાલોદ તથા હાલોલ મહાલ છે. આવી રીતે પાંચ મહાલ ઉપરથી જિલ્લાનું નામ **પંચમહાલ** પડયું છે.

**કુદરતી રચના:**—આ જિલ્લાનો પશ્ચિમ ભાગ સપાટ મેદાન છે, અને ત્યાં ઝાડી સારી છે; પણ પૂર્વનો ભાગ ટેકરાટેકરીવાળો છે, અને તે વેરાન છે.




**નદી:**—આ જિલ્લામાં ઘણા વહેળા અને નાની નદીઓ છે, પણ મહી સિવાય એકે મોટી નદી નથી. તે તેના વાયવ્ય ખુણા તરફથી

વહે છે. તે ગોધરાની પશ્ચિમે ૧૮ માઈલ સુધી વહે છે, એટલે આ મોટી નદીનો જોઈતો લાભ મળતો નથી.

**અનાસ:**—પૂર્વ ભાગમાં મોટી નદી છે. તે માળવામાંથી નીકળી મહીને મળે છે.

**પાનમ:**—લુણાવાડા આગળ વહીને મહી નદીને મળે છે. આ બંને નદીનાં પાણી ઉનાળામાં સુકાઈ જાય છે.

**વિશ્વામિત્રી:**—એ નદી પાવાગઢના ડુંગરમાંથી નીકળે છે, અને વડોદરા આગળ થઈ ઢાઢરને મળે છે. **ચંદન** અને **છાબ** બે મોટાં તળાવ છે. ઓડ લોકોએ સિદ્ધરાજના વખતમાં જસમા ઓડણની દેખરેખ નીચે આ તળાવ બાંધ્યું હતું. તે લોકો એટલા બધા હતા, કે એક એક જણે છાબડી ભરી માટી કાઢી એટલે તળાવ થઈ ગયું, તે ઉપરથી તે **છાબ** કહેવાય છે. તે દાહોદથી આશરે બે માઈલ દૂર છે. ચંદન ચાંપાનેર અને હાલોલની વચ્ચે છે. પાસે જંગલમાં વાઘ હોય છે. ગોધરાની પશ્ચિમે ટુવા પાસે ઉના પાણીના કુંડ છે. નૈર્ઋત્યમાં પાવાગઢનો એકજ પર્વત છે. તે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેનો ચઢાવ ઉભો છે. શિખર ઉપરનો દેખાવ સુંદર લાગે છે.

**આબોહવા:**—એકંદર આ જિલ્લાનાં હવાપાણી સારાં નથી. તેમાં જંગલો અને વેરાન જગા હોવાથી બહારના માણસને હવા અનુકૂળ આવતી નથી. ડુંગરાળ પ્રદેશ હોવાથી ઉનાળામાં વધારે તાપ લાગે છે.

રાજપીપળાના ડુંગરને લીધે પંચમહાલમાં ગુજરાતના બીજા ભાગ કરતાં વધારે વરસાદ પડે છે. પશ્ચિમમાં વરસાદ ઘણો પડે છે (૩૮"થી ૪૪") અને પૂર્વમાં ઓછો પડે છે. (૩૦")

**જમીન:**—તે જુદી જુદી જાતની છે. ગોધરાની વાયવ્યમાં મહી આગળ ભાઠાની જમીન છે. તેની દક્ષિણે ઠાસરા તાલુકાના જેવી કાળી જમીન છે. ગોધરાની ઉત્તર અને ઈશાનમાંની બેસર જમીન ફળદ્રુપ છે. તેમાં ઘઉં અને ચણા પાકે છે. કાલોલ તાલુકામાં ગોરાડુ જમીન છે.

તેમાં મગફળી વિશેષ થાય છે; પણ કેટલાક ભાગની કાળી જમીનમાં ડાંગર અને કોદરા થાય છે. હાલોલની દક્ષિણે ફળદ્રુપ કાળી જમીન છે. પૂર્વના ભાગમાં જમીન કસદાર છે.

**પાકઃ**—વધારેમાં વધારે મકાઈનો પાક થાય છે; પછી ચોખા, ચણા, બાજરી, કપાસ અને તલ થાય છે. ત્યાંના ચોખા ઉંચી જાતના નથી. તમાકુ અને કપાસનું વાવેતર ધીમે ધીમે વધતું જાય છે. ડુંગર ઉપર અને જંગલમાં વાંસ, સીસમ, સાગ અને મહુડા થાય છે. મહુડાનાં ઝાડ બહુ થાય છે. તેનાં ફૂલ અને ફળનો ઘણો ઉપયોગ થાય છે. તેને બહારગામ મોકલવામાં આવે છે. ત્યાંના સાગને ગોધરીઓ સાગ કહે છે. મલબારી કે વલસાડી સાગ કરતાં તે હલકું ઇમારતી લાકડું છે. મહુડાં અને ઇમારતી લાકડાં બહારગામ મોકલવામાં આવે છે. જંગલમાંથી લાખ, ગુંદર, લાકડાં અને ફળ લાવવામાં આવે છે. પહેલાં અહીંના જંગલમાં હાથી રહેતા હતા.

**ખનીજઃ**—આ જિલ્લો ડુંગરાળ પ્રદેશ હોવાથી ત્યાં ખનીજ વિશેષ નીકળે છે. મેંગેનીઝ પાવાગઢ પાસેની શિવરાજપુરની ટેકરીમાંથી નીકળે છે. તે ખોદી કાઢી સાફ કરવા વિલાયત મોકલવામાં આવે છે. આ ઉપરાંત લોઢું અને સીસું પણ નીકળે છે.

**વસ્તીઃ**—તેનો વિસ્તાર ૧૬૦૮ ચોરસ માઈલ (ખેડા જિલ્લા જેટલો) છે; પણ વસ્તી ૩,૭૪,૦૬૦ માણસની એટલે ખેડા જિલ્લા કરતાં અડધી છે. જંગલના ભાગમાં અનાર્ય, ભીલ, કોળી, અને નાયકડાની વસ્તી વધારે છે.

### જાણવા લાયક શહેરોઃ—

**ગોધરાઃ**—(૨૬,૯૭૯) આ જિલ્લાનું મુખ્ય શહેર છે, અને તે વસ્તી અને વેપારમાં મોટામાં મોટું છે. શહેર પાસે ગોધરક નામનું તળાવ છે, તે ઉપરથી તેનું આ નામ પડયું લાગે છે. તે ઈમારતી લાકડાંના વેપારનું મુખ્ય મથક છે. ઘોડીઆં, પારણાં, રમકડાં, સાંબેલાં વગેરે અહીં સારાં થાય છે.

**દાહોદ**:—તે તાલુકાનું મુખ્ય શહેર છે. ગુજરાત અને માળવા એ બેની હદ અહીંઆં ભેગી થવાથી તે દાહોદ કહેવાય છે. રેલવે થતાં પહેલાં ગુજરાત અને માળવાનો વેપાર આ શહેર મારફત ચાલતો હતો. ઔરંગઝેબનો જન્મ ત્યાં થયો હતો. ઘણા જુના વખતમાં દધિચીઋષિ અહીં થઈ ગયા હતા, તે ઉપરથી નદીનું નામ **દધિમતી** પડયું છે. દાહોદમાં અહમદશાહનો બંધાવેલો કિલ્લો છે. ત્યાં લાખની ચુડીઓ સારી થાય છે.

**ચાંપાનેર**:—વનરાજ ચાવડાના પ્રધાન ચાંપાએ વસાવેલું, તે ઉપરથી તે **ચાંપાનેર** કહેવાય છે. મહમદ બેગડાએ પતાઈ રાવળ પાસેથી જીતી લીધું હતું, અને ત્યાં રાજધાની કરી તથા મકાનો બંધાવી સુશોભિત કર્યું હતું. હાલમાં તે વખતની મસીદ અને ભાગેલા કિલ્લાઓ તથા ખંડેરો માલમ પડે છે.

**પાવાગઢ**:—તેની તળેટીમાં ચાંપાનેર શહેર વસેલું હતું. તેના ઉપર ચઢતાં રસ્તામાં કિલ્લાઓ, મકાનો વગેરે જોવાલાયક જગાઓ આવે છે. શિખર ઉપર કાળકામાતાનું દહેરૂં છે. ઘણા હિંદુ લોકો ત્યાં જાત્રા કરવા આવે છે. ત્યાં જૈનોનાં દહેરાં પણ છે.

**હાલોલ**:—મહમદ બેગડાના વખતમાં હાલુર નામે સુથારે ત્યાં સુંદર બાગ બનાવ્યો હતો, તે ઉપરથી તેનું નામ હાલોર પડયું. પછી તેને **હાલોલ** કહેવા માંડયું. તે પહેલાં ચાંપાનેરનું પરૂં હતું; તેનાથી અડધા માઇલ છેટે ભમરીઆ કુવા જેવી ચંદ્રકળા વાવ છે.

## રેવાકાંઠા એજન્સિ.

નર્મદા કે રેવા નદીની આસપાસનાં રાજ્યોના સમૂહને **રેવાકાંઠા એજન્સિ** કહે છે. તેમાં ૬૧ નાનાંમોટાં રાજ્યો આવેલાં છે; એમાંનાં ૬ મોટાં અને ૫૫ નાનાં છે. એ બધામાં રાજપીપળાનું રાજ્ય પહેલા

વર્ગનું છે. લુણાવાડા, છોટાઉદેપુર, સૂંથ (સંત), વાડાસિનોર અને દેવગઢ-બારીઆ એ પાંચ રાજ્યો બીજા વર્ગનાં છે. સંખેડામેવાસનાં ૨૬ નાનાં રાજ્યો નર્મદાના જમણા કિનારા પર આવેલાં છે. પાંડુમેવાસનાં ૨૪ નાનાં રાજ્યો મહીના કિનારા પર આવેલાં છે. કડાણા, સંજેલી, ભાદરવા, ઉમેટા, અને જાંબુઘોડા મેવાસનાં રાજ્ય ૫૫ નાનાં રાજ્યમાં આવેલાં છે.

**સીમાઃ**—તેની ઉત્તરે મેવાડનાં ડુંગરપુર અને વાંસવાડાનાં રાજ્યો છે. પૂર્વે પંચમહાલ અને મધ્ય હિંદનાં રાજ્યો છે. દક્ષિણે વડોદરાનું રાજ્ય અને સુરત જિલ્લો છે. પશ્ચિમે ભરૂચ જિલ્લો, વડોદરાનું રાજ્ય, તથા પંચમહાલ અને ખેડા જિલ્લાઓ છે.

**કુદરતી રચનાઃ**—તેની પૂર્વ બાજુનો તેમજ મધ્યનો ભાગ પહાડી છે, અને ત્યાં જંગલ આવેલું છે; એટલે કહેવત મુજબ "પહાડ પાણી અને પાંદડાં" સિવાય ત્યાં કંઈ જોવામાં આવતું નથી. મધ્યમાં ઓરસંગ અને એરણ નદીનો પ્રદેશ સપાટ છે. લુણાવાડાનો પશ્ચિમ ભાગ તથા વાડાસિનોર અને પાંડુ મેવાસનો ભાગજ સપાટ પ્રદેશ છે. ત્યાંની ખેડાણ લાયક જમીન $\frac{1}{4}$ ભાગ છે. પહાડ અને જંગલમાં ભીલ, કોળી, નાયકડા વગેરે અનાર્ય જાતો રહે છે.

**પર્વતઃ**—દક્ષિણમાં સાતપુડાના પશ્ચિમ ફાંટા રાજપીપળાના પર્વતને નામે ઓળખાય છે. એજન્સિના મધ્યમાં વિંધ્યાચળના ફાંટા તરીકે ડુંગરની હારો છે.

**નદીઃ**—મહી અને નર્મદા મુખ્ય છે. કરજણ, ઓરસંગ, પાનમ વગેરે બીજી નદીઓ છે.

**આબોહવાઃ**—રેવાકાંઠાના પૂર્વ ભાગમાં શિઆળામાં ઘણી ટાઢ વાય છે. પશ્ચિમના ભાગમાં હવા સારી છે. ઉનાળામાં તાપ પણ બહુ લાગે છે. ત્યાં ૧૦૦° થી ૧૧૦° સુધી ગરમી હોય છે. જંગલ અને ડુંગરાની હવા રોગિષ્ઠ છે. પહાડી અને જંગલવાળા ભાગમાં વરસાદ વધારે પડે છે. જંગલવાળા ભાગમાં તાપ ઓછો લાગે છે. સરેરાશ વરસાદ ૩૮ થી ૪૮ ઈંચ પડે છે.

**જમીનઃ**—ઉત્તરમાં મહી પાસેનો અને દક્ષિણમાં નર્મદા પાસેનો ભાઠાનો પ્રદેશ રસાળ છે. લુણાવાડા અને વાડાસિનોરમાં ગોરાડુ જમીન છે, પણ તે ચરોતર જેવી ફળદ્રુપ નથી. સંખેડા અને પાંડુ-મેવાસનો ભાગ કાળી જમીનનો છે. રાજપીપળામાં નર્મદાનો ભાગ રસાળ છે. સંતમાં જમીન કાળી છે, અને પાક સારો થાય છે. બારીઆમાં તમાકુ સિવાય બધું વાવેતર થાય છે.

**પાકઃ**—મકાઈ, ચોખા, જુવાર, બાજરી, કોદરા, કઠોળ, તેલી-બીઆં, કપાસ અને શણ, રેવાકાંઠાનો મોટો ભાગ જંગલનો છે. તેમાં મહુડાનાં ઝાડ વિશેષ છે. છોટાઉદેપુર અને બારીઆના રાજ્યમાં જંગલની પેદાશ સારી છે. ત્યાં સાગ પણ પુષ્કળ થાય છે. આમલી, આંબો, રાયણ, સાદડ, ટીમ્બરવો, બીલી, ખેર, ચારોળી, લાખ વગેરેનાં ઝાડો ત્યાં ઘણાં થાય છે.

**ખનીજઃ**—છોટાઉદેપુર અને જાંબુઘોડામાં અબરખ અને મેંગે-નીઝની ખાણો છે. રેવાકાંઠાના ડુંગરમાંથી ઇમારતી પત્થર નીકળે છે. રાજપીપળામાં અકીકની ખાણ છે.

**ઉદ્યોગઃ**—ખાસ જાણવા લાયક નથી. ખેરના ઝાડમાંથી કાથો બનાવવામાં આવે છે. અહીં સાબુ, ગામડી કાપડ, પાટી વગેરે થાય છે. ભીલ લોકો વાંસના ટોપલા, સાદડી વગેરે બનાવે છે. નાંદોદમાં પહેલાં તરવાર થતી હતી. હાલમાં તે કારખાનું બંધ છે.

**વસ્તીઃ**—( ૬,૬૫,૦૦૯ ) મોટે ભાગે ભીલ, કોળી, નાયકડા, ધાણકા વગેરે જંગલી પ્રજાની વસ્તી છે.

**રાજ્યવહીવટઃ**—રેવાકાંઠા ઉપર પંચમહાલના કલેકટર દેખરેખ રાખે છે. તે ત્યાંના પોલિટિકલ એજંટ છે. તે ગોધરામાં રહે છે.

**સંસ્થાનઃ**—રાજપીપળા, છોટાઉદેપુર, બારીઆ, લુણાવાડા અને સંત એ મોટાં રજપુત રાજ્યો છે. વાડાસિનોરમાં મુસલમાની નવાબનું રાજ્ય છે.

**જાણુવા લાયક સ્થળ:—**

**નાંદોદ**—કરજણ નદી પર આવેલું છે. એ રાજપીપળાની રાજધાની છે, ને રેવાકાંઠાનું સૌથી મોટું શહેર છે. અંકલેશ્વરથી નાંદોદ જવાય છે, તેથી જંગલની પેદાશ રેલવેદ્વારા સહેલાઈથી બહારગામ જાય છે. ત્યાં દરબાર હવેલી, છત્રવિલાસ બંગલો, ઘડિઆળનો મિનારો, હાઇસ્કુલ વગેરે જોવાલાયક મકાનો છે.

**ચાંદોદ:**—નર્મદાને કાંઠે સંખેડામેવાસમાં આવેલું છે. અહીં નર્મદાસ્નાન કરવાથી પાપમાંથી મુક્ત થવાય છે એવું લોકો માને છે, તેથી ઘણા લોકો ત્યાં જાત્રાએ જાય છે. ત્યાં ઘણાં સુંદર અને જોવા-લાયક દહેરાં છે. પ્રસિદ્ધ ભક્તકવિ દયારામનો જન્મ અહીંઆં થયો હતો.

**સૂરપાણ**—તે નર્મદાના ઉત્તર કાંઠે આવેલું છે. અહીંઆં શૂલપાણીશ્વર મહાદેવનું દહેરું છે. દર વરસે ચૈત્ર વદ અમાસે અહીં મોટી જાત્રા ભરાય છે. સૂરપાણથી બે ગાઉ ઉપર મોખડીનો ઘાટ છે, ત્યાં સો ફુટ ઉંચેથી નદીનો ધોધ પડે છે. તેનો અવાજ ચાર ગાઉથી સંભળાય છે. આ ધોધને **સૂરપાણનો ધોધ** કહે છે.

**છોટાઉદેપુર:**—એ ઓરસંગ નદીને કાંઠે આવેલું છે, અને છોટાઉદેપુર સંસ્થાનનું મુખ્ય શહેર છે. રાજાનો મહેલ, નિશાળ, દવાખાનું વગેરે જોવાલાયક જગાઓ છે.

**દેવગઢબારીઆ :**—એ પાનમ નદીને કાંઠે આવેલું છે, અને બારીઆ સંસ્થાનનું મુખ્ય શહેર છે. રાજાનો મહેલ, દેવગઢ કિલ્લો વગેરે જોવાલાયક મકાનો છે.

**લુણાવાડા:**—એ સ્ટેટનું મુખ્ય શહેર છે. એમાં રાજાનો મહેલ, સરસ્વતીનું મંદિર, ઘડિઆળનો મિનારો, શિવાલય વગેરે જોવા-લાયક જગાઓ છે.

**વાડાસિનોર:**—એ નામના સંસ્થાનનું મુખ્ય શહેર છે. નવાબનો મહેલ, ઘડિઆળનો મિનારો વગેરે જોવાલાયક સ્થળ છે.

**વીરપુરઃ**—વાડાસિનોર સંસ્થાનના તાબાનું ઘણું જુનું શહેર છે. તેની પાસેના ટેકરા ઉપર દરીઆઈ પીરનો રોજો જોવાલાયક છે. ત્યાં વરસોવરસ મેળો ભરાય છે.

---

## ભરુચ જિલ્લો.

---

અમદાવાદ અને પંચમહાલ જિલ્લાની માફક આના ભાગ પડેલા નથી, પણ તે એક જથે આવેલો છે.

**સીમાઃ**—ઉત્તરે મહી નદી છે, ને તેની પેલીપાર ખંભાતનું રાજ્ય અને ખેડા જિલ્લો છે; પૂર્વમાં અને અગ્નિ ખુણામાં વડોદરા અને રાજપીપળાનાં રાજ્યો છે. દક્ષિણે કીમ નદી છે, અને તેની પેલી બાજુ સુરત જિલ્લો છે. પશ્ચિમે ખંભાતનો અખાત છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લાની જમીન નદીઓએ ખેંચી આણેલા કાંપની બનેલી છે, અને તેથી તેના ત્રણ કુદરતી ભાગ પડી શકે છે. (૧) દરીઆકિનારાની સાંકડી પટી. અહીં બકરાં અને હરણને સારો ચારો મળે છે. (૨) ખારોપાટ. અહીંઆં ફક્ત ખારૂં ઘાસ થાય છે. (૩) રસાળ પ્રદેશ. અહીંઆં હમેશાં લિલોતરી રહે છે. મોસમને અનુસરી વારાફરતી પાક ઉતરે છે. આ જિલ્લામાં બારે માસ પાણી મળવાથી ખેતી સારી થાય છે. જમીનનો ઢાળ ખંભાતના અખાત તરફ છે. દરીઆકિનારા આગળ રેતીના ટેકરા, અને ભરુચ શહેર આગળ ટેકરીઓ સિવાય આ જિલ્લાનો બધો ભાગ સપાટ મેદાન છે.

**નદીઃ**—ઉત્તરની હદ ઉપર **મહી** નદી છે, અને દક્ષિણે **કીમ** નદી છે. આ બે નદીઓની વચ્ચેના ભાગમાં ઢાઢર નદી મહીની દક્ષિણે ૨૦ માઈલ છેટે વહે છે.

**ઢાઢરઃ**—વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ૭૦ માઇલ લાંબી છે. તે ફક્ત ૨૪ માઇલ સુધી ભરુચના સપાટ પ્રદેશમાં વહે છે. સમુદ્રથી ૩૦ માઇલ દૂર તેને **વિશ્વામિત્રી**

મળે છે. આમોદથી ૭ માઇલ જે ભોતાની ખાડી છે તેમાં તે મળે છે. તેના મુખથી ૭ માઇલને અંતરે ટંકારીઆ બંદર છે, ત્યાં સુધી વહાણો આવી શકે છે; પણ રેતી અને કાદવનાં ભાઠાં હોવાથી ત્યાં જવાની અડચણ પડે છે.

**કીમ:**—(૭૦ માઇલ) રાજપીપળાના ડુંગરમાંથી નીકળે છે, અને સુરત જિલ્લાની ઉત્તરે વહી ખંભાતના અખાતને મળે છે. તે અંકલેશ્વરની દક્ષિણે ૧૮ માઇલ સુધી વહે છે. તેમાં ચોમાસામાં રેલ આવે છે. તેનું પાણી ખેતી માટે ઉપયોગમાં આવતું નથી, તેમજ તે ઉંડી નહિ હોવાથી તેમાં હોડીઓ ફરી શકતી નથી.

**નર્મદા:**—એનું વહેણ આ જિલ્લામાં ફક્ત ૫૦ માઇલ છે. તેનું મુખ દરીઆ આગળ જતાં ૧૫ માઇલ પહોળું થાય છે. આ જિલ્લાની નદીઓના કિનારા ઉંચા હોવાથી તેમનું પાણી ખેતીના કામમાં આવતું નથી; પણ નર્મદાનું પાણી પીત માટે વપરાય છે. ઢાઢરનું પાણી થોડું વપરાય છે. ભરુચ અને અંકલેશ્વર વચ્ચે નર્મદા ઉપર મોટો પૂલ બાંધ્યો છે.

**જમીન:**—આ જિલ્લામાં કાળી અને ગોરાડુ એવી બે જાતની જમીન છે. કાળી જમીન ⅘ ભાગમાં છે. તેમાં ડાંગર, કપાસ, ઘઉં, જુવાર અને બાજરી થાય છે. વાગરા તથા જંબુસરની જમીન ભાલ જેવી છે. ત્યાં ઘઉં વિશેષ થાય છે. ગોરાડુ જમીન જંબુસરના ⅕ ભાગમાં છે; વળી વાગરામાં પણ થોડી ગોરાડુ જમીન છે. તેમાં બાજરી, જુવાર, કઠોળ અને શાકભાજી થાય છે. ભાઠાની રસાળ જમીનમાં બધી જાતના પાક થાય છે. ખાસ કરીને તેમાં તમાકુ અને દીવેલીઓ થાય છે. ઉત્તર અને ઇશાન ખુણાની કાળી જમીનને **કાનમ** કહે છે. ત્યાં કપાસ સારો થાય છે.

**આબોહવા:**—દરીઓ પાસે હોવાથી હવા ખુશનુમા છે. ગરમી ઓછામાં ઓછી ૪૬° અને વધારેમાં વધારે ૧૧૨° હોય છે. સરેરાશ વરસાદ ૩૩" પડે છે. વાગરા તાલુકાના દેહેજમાં ૨૭" અને ભરુચમાં ૪૦" વરસાદ પડે છે.

**પાક:**—આ જિલ્લાનો મુખ્ય પાક કપાસ છે. ખેડવા લાયક જમીનના ⅔ ભાગમાં તેનું વાવેતર થાય છે. જમીન કાળી હોવાથી તે કપાસને વધારે અનુકૂળ છે. પછી જુવાર થાય છે. તે લોકનો મુખ્ય ખોરાક છે.

પછી ઘઉં, ચોખા, તલ અને બાજરીનો પાક આવે છે. નર્મદાના ભાઠામાં તમાકુ થાય છે. જંબુસર તાલુકામાં શાકભાજી સારાં થાય છે.

**વસ્તીઃ**—જિલ્લાનો વિસ્તાર ૧૪૬૭ ચો. મા. છે, અને વસ્તી ૩,૦૭,૭૪૫ માણસની છે. આ જિલ્લામાં મુસલમાનોની વસ્તી વિશેષ છે. ભરુચ, અંકલેશ્વર, વાગરા, આમોદ અને જંબુસર એ તેના તાલુકા છે. હાંસોટ પેટામહાલ છે.

**જાણવા લાયક શહેરોઃ—**

**ભરુચઃ**—(૪૨,૬૪૮) જિલ્લાનું મુખ્ય શહેર છે. તે નર્મદાને કિનારે એક ટેકરા ઉપર આવેલું છે, ને પાઘડી પને છે. તેનું જુનું નામ **ભૃગુપુર** કે **ભૃગુકચ્છ** છે. ત્યાં ભૃગુઋષિનો આશ્રમ હતો. અસલના વખતમાં આ શહેરનો વેપાર ધમધોકાર ચાલતો હતો. હિંદના પશ્ચિમ કિનારાનું તે મોટું બંદર ગણાતું હતું. સુરત બંદર થયા પછી તેનો વેપાર ઘટતો ગયો, અને પછી મુંબઈને લીધે તે ભાંગી પડયો. નર્મદાને કિનારે હોવાથી તે પવિત્ર સ્થળ ગણાય છે. આ જિલ્લામાં કપાસ મુખ્ય પાક હોવાથી ત્યાં કાપડ વણવાની પાંચ મિલો છે, તથા કેટલાંક કપાસ લોઢવાનાં જીન છે. નર્મદા ઉપરનો પૂલ જોવા લાયક છે. ભૃગુઋષિનું દહેરૂં તથા બલિરાજાએ કરેલા યજ્ઞની જગા પણ જોવા જેવી છે. ત્યાંથી બીજી નાના માપની રેલવે જાય છે, (ભરૂચ-જંબુસર રેલવે) અને રાજપીપળા જવા માટે અંકલેશ્વરથી નાના માપની રેલવેમાં બેસવું પડે છે.

**અંકલેશ્વરઃ**—તાલુકાનું મુખ્ય ગામ અને રેલવે સ્ટેશન છે. નર્મદાનો પૂલ ભરુચ અને અંકલેશ્વરની વચમાં છે. ગુજરાતમાં તે મોટામાં મોટો પૂલ છે. રાજપીપળાની પેદાશ જેવી કે લાકડાં, વાંસ, મીણ, મધ, તથા કપાસ અહીંઆં આવે છે.

**શુકલતીર્થઃ**—નર્મદાને કિનારે મોટું જાત્રાનું સ્થળ છે. તે ભરુચથી દસ માઇલ પર આવેલું છે. અહીંઆં ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં છે. દરેક કાર્તકી પુનેમે ત્યાં મોટો મેળો ભરાય છે. તેની પાસે નર્મદાના

એટમાં ભરુચથી ૧૨ માઇલ પર **કબીરવડ** જોવા લાયક છે. કબીર સાહેબે દાતણ કરી ચીરી નાખી હતી, તેમાંથી તે વડ થયો છે એમ લોકો કહે છે. તે એવડો મોટો હતો કે ત્યાં પહેલાં ૭,૦૦૦ માણસો સુખેથી રહી શકતાં. હાલમાં તેનો ઘેરાવો ઓછો થઈ ગયો છે.

**ભાડભૂતઃ**—ભરુચથી આઠ માઇલ પર આવેલું જુનું ગામ છે. ત્યાં ભારભૂતેશ્વર-ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે. તે ભાર્ગવ બ્રાહ્મણના ઇષ્ટદેવ છે. દહેરૂં ભાઠામાં આવેલું હોવાથી તે ભાડભૂતેશ્વર કહેવાય છે. અધિક ભાદરવામાં ત્યાં મોટી જાત્રા ભરાય છે.

**હાંસોટઃ**—તે મહાલનું મુખ્ય ગામ છે. હાંસોટી ઘઉં માટે તે જાણીતું છે. કસ્યપઋષિના કુળના હંસે બ્રહ્માનું વાહન થવા માટે ત્યાં તપ કરેલું, તેથી તે **હંસેશ્વર-હાંસોટ** કહેવાય છે. તે ઢાઢર નદી ઉપર આવેલું છે.

**ટંકારીઆઃ**—પહેલાં ગુજરાત અને માળવાનો વેપાર ભરુચ અને ટંકારીઆ બંદરથી ચાલતો હતો. તે જંબુસર, ભરુચ તથા માળવાના અફીણના વેપારનું મથક હતું. રેલવે થવાથી તેનો દરીઆઈ વેપાર ઘટયો છે.

---

## સુરત જિલ્લો.

---

**સીમાઃ**—ઉત્તરે કીમ નદી અને તેની પેલી પાર ભરુચ જિલ્લો અને વડોદરાનું રાજ્ય છે. પૂર્વમાં વડોદરા, રાજપીપળા, વાંસદા અને ધરમપુરનાં રાજ્યો છે. દક્ષિણમાં થાણા જિલ્લો અને ફિરંગીઓનું દમણ છે. પશ્ચિમે અરબી સમુદ્ર છે. આ જિલ્લામાં લગભગ અડધો ભાગ વડોદરા રાજ્યનો આવેલો છે.

**કુદરતી રચનાઃ**—આ જિલ્લો નદીઓના કાંપથી બનેલો મોટો પ્રદેશ છે. તે ઉત્તરથી દક્ષિણ ૮૦ માઇલ લાંબો છે. તેનો ઢાળ પૂર્વથી પશ્ચિમ તરફનો છે. ઉત્તરના ભાગમાં પૂર્વથી પશ્ચિમ ૬૦ માઇલનો

સપાટ ભાગ છે; પણ તે છેક દક્ષિણમાં પારડીમાં ફક્ત ૧૫ માઇલનું સાંકડું મેદાન થઈ જાય છે. તેમાં થોડા ડુંગર આવેલા છે, અને કોઈ કોઇ ઠેકાણે ઉંચી નીચી જમીન છે, પણ એકંદર તે સપાટ મેદાન છે. ઉત્તરમાં કીમ અને તાપી નદી આવેલી છે. આ સિવાય બીજી મોટી નદીઓ નથી. દક્ષિણમાં દરીઆની ભરતીને લીધે જે ખાડીમાં વહાણની



આવજા થઈ શકે છે તે ઉપયોગી છે. દરીઆ પાસે રેતાળ અને ખારોપાટ છે, અને પછી જેમ પૂર્વમાં જઇએ છીએ તેમ જમીન કસ વગરની માલમ પડે છે, એટલે છેવટે જંગલનો અને ડુંગરનો પ્રદેશ આવે છે.

કિનારા પરના લોકો માછલાં પકડે છે, અને વહાણવટું કરે છે; કારણ કે ભરતીને લીધે કિનારાની આજુબાજુની જમીન ખારથી છવાયલી રહે છે, અને જમીનમાં ખારાશને લીધે ત્યાં બહુ થોડી ખેતી થાય છે. ત્યાર પછી ઉત્તરના ભાગમાં ભાઠાની જમીન હોવાથી તે રસાળ છે. તેમજ દક્ષિણ તરફ નદીના તટ ઉપરની જમીન ઘણી ફળદ્રુપ છે. છેક પૂર્વમાં કાળી રસાળ જમીન જોવામાં આવતી નથી. અતિશય ઝાડીને લીધે ત્યાં જંગલો જોવામાં આવે છે.

**જમીનઃ**—સાધારણ રીતે ત્યાં ભાઠાની જમીન હોવાથી તે ત્રણ પ્રકારની છે. (૧) કાળી, (૨) ગોરાડુ, (૩) બેસર. (કાળી અને ગોરાડુથી ભેળસેળ થએલી) કાળી જમીન ઓરપાડ તાલુકામાં ઘણી છે. તાપી, અંબિકા અને ઔરંગાના તટ પાસેની જમીન ગોરાડુ છે. આ જમીન ઘણીજ રસાળ છે. બેસર જમીન થોડી ઘણી બધે જોવામાં આવે છે. પારડી તાલુકાની જમીન ગુજરાતને બદલે દક્ષિણના કોંકણના જેવી છે.

**આબોહવાઃ**—કિનારા પરની જગાની હવા ઘણી તંદુરસ્ત છે. ત્યાં અંદરના ભાગ કરતાં વરસાદ થોડો પડે છે, અને હવા દરીઆના પવનને લીધે માફકસર રહે છે. દક્ષિણના ત્રણ તાલુકા ચીખલી, વલસાડ, અને પારડીમાં સરેરાશ ૬૬" વરસાદ પડે છે. અંબિકાની ઉત્તરમાં કિનારા પરના તાલુકામાં ૪૦" પડે છે. તે અંદરના તાલુકા કરતાં (૫૬") ઓછો વરસાદ છે. આ જિલ્લામાં ધરમપુર, વાંસદા, ડાંગ અને રાજપીપળાના ડુંગરોને લીધે અને પાસે દરીઓ હોવાથી વરસાદની તાણ પડતી નથી; કારણ કે તે નૈર્ઋત્યનાં વાદળાંને

ખેંચી લાવે છે, અને પછી તે વરસાદ રૂપે ત્યાં પડે છે. માંડવીની હવા સારી નથી.

**નદીઓ:—**

**કીમ:**—તેનો ઘણો ભાગ રાજપીપળા અને વડોદરાની હદમાં છે.

**મીંઢોળા:**—સુરત અને ખાનદેશ વચ્ચેના ડુંગરમાંથી નીકળી બારડોલીમાં થઈ અરબી સમુદ્રને મળે છે. એના મુખ આગળ નાનાં વહાણ ફરી શકે છે.

**પૂર્ણા:**—ડાંગના જંગલમાંથી નીકળી તે વડોદરાને અંગ્રેજી રાજ્યથી જુદું પાડે છે. તે મીંઢોળાની દક્ષિણે દસ માઇલ પર સમુદ્રને મળે છે. તેમાં જલાલપુર અને નવસારી સુધી વહાણ ફરી શકે છે.

**અંબિકા:**—ડાંગના ડુંગરમાંથી નીકળી ચીખલી અને જલાલપુર તાલુકાની વચમાં થઈ ગણદેવીને જલાલપુરથી જુદો પાડી દરીઆને મળે છે. બીલીમોરા સુધી તેમાં વહાણ ફરી શકે છે.

**ઓરંગા:**—ધરમપુરના ડુંગરમાંથી નીકળી તે અરબી સમુદ્રને મળે છે. ભરતી વખતે તેમાં નાનાં વહાણો ફરી શકે છે. વહાણો માટે દીવાદાંડી બાંધેલી છે.

**પાર:**—વલસાડ અને પારડી તાલુકાની વચ્ચે આવેલી છે. તેના મુખ આગળ **ઉમરસાડી**નું બંદર છે.

**કોલક:**—પારડી તાલુકામાં થઈ તે દરીઆને મળે છે. તેના મુખ આગળથી ફિરંગી અને અંગ્રેજી ગામ જુદાં પડે છે.

**દમણગંગા:**—ગુજરાતની દક્ષિણ હદ આ નદી છે. તે સુરત જિલ્લાને થાણા જિલ્લાથી તેમજ ફિરંગીના મુલકથી અંગ્રેજી મુલકને જુદો પાડે છે.

સુરત જિલ્લામાં કુદરતી સરોવર નથી. તેમાં વલસાડ તાલુકામાં **પાલન**નું મોટું તળાવ છે.

**વસ્તી:**—તેનો વિસ્તાર ૧,૬૫૩ ચો. માઈલ છે; અને વસ્તી ૬,૭૪,૩૫૧ માણસની છે, એટલે ભરુચ જિલ્લાથી તેની વસ્તી લગભગ

અમણી છે. કાળીપરજની વસ્તી ત્રીજા ભાગની છે તેમાં ચોધરા, નાયકડા, ઢોડીઆ, દુબલા એ મુખ્ય જાતો છે.

**પાક**:—આ જિલ્લામાં વધારે કપાસ થાય છે. તેને માટે ભાઠાની જમીન વધારે માફક આવે છે. અંબિકા નદીની ઉત્તરે ખાસ કરીને ઓરપાડ તાલુકામાં કપાસ વિશેષ વાવવામાં આવે છે. પછી જુવાર અને ડાંગરનો પાક થાય છે. લોકોનો આ મુખ્ય ખોરાક છે. દરેક ઠેકાણે ડાંગર થાય છે. જુવાર વલસાડ અને પારડી તાલુકામાં થતી નથી. આ ત્રણ મુખ્ય પાક પછી ઘઉં, તુવેર અને દીવેલીઓ આવે છે. વલસાડ, ચીખલી અને જલાલપુરમાં શેરડી વિશેષ થાય છે. ગોરાડુ જમીનમાં કોદરા, નાગલી (બાવટો) અને કઠોળ થાય છે.

**તાલુકા**:—(૧) ઓરપાડ, (૨) માંડવી, (૩) ચોર્યાસી, (૪) બારડોલી, (૫) જલાલપુર, (૬) ચીખલી, (૭) વલસાડ, (૮) પારડી એ આઠ તાલુકા છે, અને વાલોડ એ મહાલ છે.

**જાણવા લાયક શહેરઃ—**

**સુરત**:—તે ચોર્યાસી તાલુકામાં તાપીને કાંઠે આવેલું છે. તેનું અસલ નામ સૂર્યપૂર હતું. પછી તેને સુરત કહેવામાં આવ્યું. જુના વખતમાં તે પશ્ચિમ હિંદનું જાણીતું બંદર હતું. તેનો વેપાર યુરોપ, આફ્રિકા, ઈરાન, અને અરબસ્તાનનાં બંદરો સાથે ધમધોકાર ચાલતો. હિંદુસ્તાનના અંદરના ભાગનો વેપાર પણ એ બંદરે સારો ચાલતો હતો. આ કારણથી યુરોપના ફિરંગી, વલંદા, ફ્રેન્ચ ને અંગ્રેજો અહીં વેપાર કરવા આવ્યા. અંગ્રેજોએ તેમની પ્રથમ કોઠી ઈ.સ. ૧૬૧૨ માં નાખી હતી. તે મકાન હજુ પણ હયાત છે. મુંબઈ બંદર થવાથી તેનો વેપાર ઓછો થયો. હાલમાં તેનું રેશમી કાપડ તથા જરીનું કામ વખણાય છે. શહેરમાં જોવા લાયક સ્થળમાં કિલ્લો, હિંદુ તથા જૈનોનાં મંદિરો, નવાબનો મહેલ, રાણીનો બાગ, જુમામસીદ વગેરે છે. સુરતના લોકો સુઘડ અને મોજીલા છે.

**વલસાડ:**—ઔરંગા નદી પર તાલુકાનું મુખ્ય શહેર છે. ડાંગ અને ધરમપુરનાં ઈમારતી અને બાવળનાં લાકડાંના વેપારનું તે મુખ્ય મથક છે. તેનો વેપાર કાઠિઆવાડ સાથે સારો ચાલે છે. વળી અનાજ, ગોળ, ઈંટ ત્યાંથી બહારગામ જાય છે.

**તીથલ:**—વલસાડ પાસે બે માઈલ પર દરીઆકિનારે આવેલું છે. તે ઉનાળામાં હવા ખાવાની જગા છે.

**હજીરા:**—તાપીના મુખ આગળ ઓરપાડ તાલુકાનું ગામ છે. તે હવા ખાવાની જગા છે. ગામનું નામ હઉ છે, પણ વોકસ સાહેબની ત્યાં કબર (હજીરો) હોવાથી તે હજીરા કહેવાય છે. ત્યાં દીવાદાંડી છે.

**ઉદવાડા:**—પારડી તાલુકામાં પારસી લોકનું જાત્રાનું સ્થળ છે. સંજાણમાંથી જુના આતશ બહેરામ–અગ્નિદેવને–અહીંઆં રાખેલા છે; તેથી પારસી લોકો જાત્રા માટે આવે છે.

**બહુધાન:**—માંડવી તાલુકામાં તાપીને કાંઠે જાત્રાનું સ્થળ છે. બાર વરસે સિંહસ્થના વરસમાં ત્યાં જાત્રા ભરાય છે.

**રાંદેર:**—તાપીને જમણે કિનારે સુરતની સામે આવેલું શહેર છે. ત્યાંના વહોરાઓ સાહસિક હોવાથી પરદેશમાં આફ્રિકા, રંગુન, સીંગાપુર જેવી જગાએ વેપાર કરવા જાય છે.

**ડુમસ:**—તે સચીન રાજ્યને તાબે છે. સુરતથી દશેક માઈલ પર તે આવેલું છે. પૈસાદાર લોકો ત્યાં ઉનાળામાં હવા ખાવા જાય છે.

---

## સુરત એજન્સિ.

---

સુરત જિલ્લાના ધરમપુર, વાંસદા, સચીન અને ડાંગના રાજ્યના સમૂહને સુરત એજન્સિ કહે છે. તેના પર સુરત જિલ્લાનો કલેક્ટર પોલિટિકલ એજન્ટ તરીકે દેખરેખ રાખે છે. તેનો વિસ્તાર ૧,૬૨૧

ચોરસ માઈલ છે, એટલે તે લગભગ સુરત જિલ્લા જેટલો છે. સચીનના રાજ્યનો મુલક સુરત જિલ્લામાં છુટોછવાયો આવેલો છે. વાંસદા અને ધરમપુરનાં રાજ્યો ખાનદેશ, નાશિક, થાણા અને સુરતના ડુંગરાળ ભાગમાં આવેલાં છે.

સચીનનું રાજ્ય દરીઆકિનારે હોવાથી સપાટ છે. બાકીના રાજ્યની જમીન ડુંગરાળ છે. પૂર્વમાં સહ્યાદ્રિના ફાંટા રૂપે ડુંગરો આવેલા હોવાથી તેનો ઢાળ પૂર્વથી પશ્ચિમ તરફ છે.

આ સંસ્થાનોમાં થઈ પૂર્ણા, અંબિકા અને ઔરંગા નદીઓ વહે છે. પાર અને કોલક ઘણી નાની નદીઓ છે. આ બધી નદીઓ અરબી સમુદ્રમાં પડે છે. દરીઆકિનારા પર અને જંગલમાં તથા ડુંગરાળ પ્રદેશમાં વરસાદ વધારે પડે છે. ત્યાંની હવા માફકસર છે. દરીઓ અને જંગલોને લીધે તાપ અને ટાઢ ઓછાં પડે છે. આ સંસ્થાનમાં જંગલો વિશેષ છે. તેમાં ખેર, સીસમ, વાંસ અને સાગનાં ઝાડ પુષ્કળ છે. સચીન રાજ્યની જમીન સપાટ તથા રસાળ હોવાને લીધે તેમાં કપાસ, શેરડી, ડાંગર થાય છે. વાંસદા અને ધરમપુરના સંસ્થાનમાં ખેડાણ લાયક જમીનમાં ડાંગર, જુવાર, કપાસ, નાગલી, કોદરા ને કઠોળ થાય છે.

ધરમપુર ને વાંસદા સંસ્થાનની હવા જંગલને લીધે ખરાબ છે. સચીનની હવા સારી છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે, પણ જંગલવાળા ભાગમાં ત્યાંની પેદાશ જેવી કે વાંસ અને સાગનો ધંધો ચાલે છે. સાગને પરદેશ મોકલવામાં આવે છે.

સચીન હબસી મુસલમાનના તાબામાં છે. ત્યાંના રાજ્યકર્તાને નવાબ કહે છે. વાંસદા અને ધરમપુરના રાજ્યકર્તાઓ સોલંકી અને સિસોદીઆ રજપુત છે. ડાંગમાં હિંદુનું રાજ્ય છે.

**સચીનઃ**—(૧૯,૭૭૭) આ રાજયમાં મુખ્ય પાક કપાસ, ડાંગર, શેરડી અને જુવાર છે. તેના રાજકર્તાને **નવાબ** કહે છે. તેનું રાજ્ય જિલ્લામાં છુટુંછવાયું આવેલું છે. તેને તાબે દરીઆકિનારે ડુમસ આવેલું

છે. તે હવા ખાવાનું સ્થળ છે, અને સુરતથી દસ માઇલ છે. એ બંગલા ને બગીચાને લીધે સુંદર શહેર છે. તેની રાજધાની **સચીન** છે.

**વાંસદાઃ**—(૪૦,૧૨૫) અહીંઆંની જમીનનો મોટો ભાગ ડુંગરાળ અને જંગલનો છે; તેના ફક્ત ૨/૫ ભાગની જમીન ખેડાણુને લાયક છે. તેનું મુખ્ય શહેર વાંસદા છે. તેમાં જુવાર, ડાંગર કઠોળ, નાગલી, અને કોદરા થાય છે. બીલીમોરા સ્ટેશનથી વાંસદા જવાની પાકી સડક છે. ત્યાં જંગલનાં ઈમારતી લાકડાંનો વેપાર ઠીક ચાલે છે. રાજાનો મહેલ જોવા લાયક છે. રાજાને **રાણા** કહે છે.

**ઉનાઇઃ**—વાંસદાથી ૭ માઇલ દૂર આવેલો ઉના પાણીનો કુંડ છે. ચૈત્રી પુનમે ત્યાં મોટો મેળો ભરાય છે.

**ધરમપુરઃ**—તેનું જુનું નામ રામનગર હતું. અહીં જંગલવાળો મોટો ભાગ હોવાથી હવા ખરાબ છે. ત્યાં ઈમારતી લાકડાંનો વેપાર સારો ચાલે છે. રાજધાની ધરમપુર છે. વલસાડથી ત્યાં જવા માટે સડક છે. તેમાં કાળીપરજની બહુ વસ્તી છે.

**ડાંગઃ**—તેનો ઘણો મોટો ભાગ જંગલનો છે, તેથી ત્યાં વસ્તી ઘણી ઓછી છે. ૬૫૩ ચોરસ માઇલમાં ૨૪,૫૭૬ માણુસની વસ્તી છે. મુખ્ય પેદાશ જંગલની છે.

---

## થાણા જિલ્લો.

---

ગુજરાત પ્રાંતની બહાર સુરત જિલ્લાની દક્ષિણે આ જિલ્લો આવેલો છે. તે આપણા ઉત્તર વિભાગનો છેક દક્ષિણનો જિલ્લો છે. ત્યાંના લોકોની રીતભાત, ભાષા વગેરે જોતાં ગુજરાતથી તે જુદો પડી જાય છે; પણ રાજ્યવહીવટ ખાતર તેને ઉત્તર વિભાગમાં ગણવામાં આવ્યો છે.

**સીમાઃ**—તેની ઉત્તરે ફિરંગીનું દમણ અને સુરત જિલ્લો, પૂર્વમાં પશ્ચિમઘાટ અને તેની પેલી બાજુ નાશિક તથા અહમદનગર જિલ્લો,

દક્ષિણે કોલાબા અને પુના જિલ્લો, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી રચના:**—તેના મુખ્યત્વે બે ભાગ પડે છે. (૧) તેના પૂર્વના ભાગમાં પર્વતો આવેલા હોવાથી તે ભાગ ડુંગરાળ છે. ઉત્તર અને ઈશાનનો ભાગ પણ ઉચ્ચ પ્રદેશ અને ઝાડીથી ભરપુર છે. ત્યાં ખેતી બહુ થોડી થાય છે. (૨) કિનારા પાસેની જમીન નીચી, સપાટ છે અને તે રસાળ છે; તેથી આ કિનારાના ભાગમાં વસ્તી ઘણી છે. તેમાં વાંસ, અને સીસમનાં ઝાડ પુષ્કળ થાય છે, અને આદુ, પાન, કેળાં, શેરડી, નાળિએર વગેરે સારાં થાય છે. ઈશાન ખુણામાં ડુંગરો જંગલથી છવાયલા છે. તેની ખીણમાં ખેતી થાય છે. ત્યાં અનાર્ય-ભીલ લોકો છુટાંછવાયાં ઝુપડાં બાંધી રહે છે, અને કેટલાક ભટકતા ફરે છે. એકંદર અંદરના ભાગમાં નીચી જગા અને ઊંચો ટેકરા છે. તેના સપાટ ભાગમાં ડાંગરનું વાવેતર વિશેષ થાય છે.

**નદી:**—નાશિક જિલ્લાના ત્ર્યંબક પાસેથી નીકળતી **વૈતરણી** નદી મોટી છે. તેમાં મછવા ચાલે છે. વસઈની ખાડી સાષ્ટી બેટ અને આ જિલ્લા વચ્ચે આવેલી છે. તેમાં વહાણો ફરી શકે છે.

**આબોહવા:**—અડધું વર્ષ હવા અતિશય ભિનાશવાળી રહે છે, તેથી લોકો તંદુરસ્ત રહેતા નથી. ત્યાં બહુ તાપ તેમજ ટાઢ લાગતાં નથી. વરસાદ ઘણો પડે છે. કિનારા ઉપર ૬૩" અને પહાડી પ્રદેશમાં ૧૦૦" પડે છે; પણ તે થોડા વખતમાં પડે છે, તેથી ભારે વરસાદથી ખેતીને નુકસાન થાય છે.

**પાક:**—ત્યાં ડાંગર ઘણી થાય છે. પછી બાવટો અને તુવેર થાય છે. ચણા અને જુવાર બહુજ ઓછા થાય છે. કિનારા પર વસઈ તથા ભાયંદર ગામ પાસે મીઠું પકવવામાં આવે છે.

**વસ્તી:**—તેનો વિસ્તાર ૩,૫૭૬ ચો. મા. અને વસ્તી ૭,૬૦,૦૦૦ માણસની છે. તેનો મોટો ભાગ હિંદુઓનો છે. પહાડી પ્રદેશમાં ભીલ લોકો રહે છે. ભાષા મરાઠી છે, વેપારીવર્ગ ગુજરાતી છે.

તેના નવ તાલુકા છેઃ—(૧) ડહાણું, (૨) માહીમ, (૩) વસઈ, (૪) સાષ્ટી, (૫) ભીમડી, (૬) વાડા, (૭) શહાપુર, (૮) મુરબાદ અને (૯) કલ્યાણ.

**જાણવા લાયક શહેરોઃ—**

**થાણાઃ**—(૨૨,૦૦૦) જિલ્લાનું મુખ્ય શહેર સાષ્ટી બેટમાં આવેલું છે. તે મુંબઈથી ૨૭ માઈલ દૂર છે. મુંબઈના કરતાં ત્યાંનાં હવાપાણી સારાં હોવાથી તેના ઘણાખરા લોકો ત્યાં રહે છે, અને ધંધા માટે મુંબઈ જાય છે. અહીંથી ૭ માઈલ દૂર બૌદ્ધ લોકોની **કેનેરી**ની ગુફાઓ છે.

**વસઈઃ**—એ તાલુકાનું મુખ્ય ગામ છે. ત્યાંનાં પાન, શેરડી તથા કેળાં વખણાય છે. અહીંઆં ફિરંગીઓએ બંધાવેલો કિલ્લો છે.

**બોરીવલીઃ**—આ સ્ટેશનની પાસેના ડુંગરમાંથી કેનેરી (કાન્હેરી) ની કોરી કાઢેલી બ્રાહ્મણ, જૈન, અને બૌદ્ધની જોવા લાયક સો ગુફાઓ છે. આવી ગુફાઓ અંધેરીમાં પણ છે.

**કલ્યાણઃ**—તે ઘણું જુનું શહેર છે. તે જી. આઈ. પી. રેલવેનું જંકશન છે. અહીંથી રેલવેના બે ફાંટા નીકળે છે. એક નાશિક તરફ અને બીજો પુના તરફ જાય છે.

---

## જવ્હાર સંસ્થાન.

---

આ સંસ્થાન થાણા જિલ્લામાં ઉચ્ચ પ્રદેશ પર આવેલું છે. તેનો વિસ્તાર ૩૧૦ ચો. માઈલનો છે, અને વસ્તી લગભગ પાંચ હજારની છે. થાણાનો કલેકટર તેનો પોલિટિકલ એજન્ટ છે. ત્યાંની જમીન પહાડી અને જંગલથી ભરપુર છે. ખેતીનો પાક બરાબર થતો નથી, પણ જંગલની પેદાશ સારી છે. ત્યાંની હવા ઠંડી છે, અને વરસાદ પુષ્કળ પડે છે. રાજા કોળી જાતનો ઠાકોર છે. **જવ્હાર** તેનું મુખ્ય ગામ છે.

---

# વડોદરા રાજ્ય.

આ રાજ્ય મુંબઈ ઈલાકામાં મોટામાં મોટું દેશી રાજ્ય છે. તેનો સંબંધ હિંદના વાઈસરૉય જોડે છે. ગુજરાત અને કાઠિઆવાડમાં તેનો મુલક સેળભેળ થએલો છે. તેના રાજ્યકર્તાને **ગાયકવાડ સરકાર** કહે છે. તે જાતે મરાઠા છે. પિલાજી ગાયકવાડ આ રાજ્યના સ્થાપનાર હતા. પ્રથમ રાજધાની સોનગઢમાં હતી. તેમના દીકરા દામાજી ગાયકવાડે વડોદરા લઈ તેમાં રાજગાદી કરી. હાલમાં સયાજીરાવ ગાયકવાડ રાજ્ય કરે છે. તેનો વિસ્તાર ૮૧૩૫ ચો. મા. છે, અને વસ્તી ૨૧,૨૬,૫૫૨ માણસની છે. વડોદરા, નવસારી, અમરેલી અને કડી એવા તેના ચાર પ્રાંત છે. પ્રાંતના ઉપરી અમલદારને **સુબો** કહે છે, અને સુબાનો ઉપરી **સરસુબો** કહેવાય છે, તથા સૌથી મોટા અધિકારીને **દિવાન** કહે છે. રાજ્યવહીવટ સુધરેલી રીતે જુદાં જુદાં ખાતાં દ્વારા અંગ્રેજી ઢબ મુજબ ચાલે છે. કાયદા બાંધવાને ધારાસભા છે. દિવાન કારોબારી મંડળની મદદથી રાજ્ય કરે છે. આ રાજ્યમાં દિવાની અને ફોજદારી ખાતાં જુદાં છે. રૈયતના સુખ માટે ગાયકવાડ સરકારે ઘણા સુધારા દાખલ કર્યા છે. પ્રજાને મફત અને ફરજિઆત કેળવણી આપવા તેમજ બાળલગ્ન અટકાવવા માટે કાયદા કર્યા છે. લોકોમાં જ્ઞાનના ફેલાવા માટે ગામડાંમાં પણ પુસ્તકાલય કાઢયાં છે. શહેરમાં મ્યુનિસિપાલિટી દ્વારા અને ગામડામાં ગ્રામ્ય પંચાયત વડે લોકો જાતે કારભાર કરતાં શીખે, તેને માટે સારો પ્રયત્ન કર્યો છે.

# વડોદરા પ્રાંત.

**સીમાઃ**—ઉત્તરે ખેડા જિલ્લો છે. પૂર્વમાં રેવાકાંઠા એજન્સિ અને પંચમહાલ છે. પશ્ચિમે ખેડા જિલ્લો, ખંભાત અને ભરુચ જિલ્લો છે. દક્ષિણે નર્મદા નદી, ભરુચ જિલ્લો અને રેવાકાંઠાનો ભાગ છે.

**નદીઓઃ**—જમીનનો ઢાળ ઈશાનથી નૈર્ઋત્ય તરફ હોવાથી તેમાં મહી, નર્મદા, વિશ્વામિત્રી અને ઢાઢર નદીઓ છે. મહી ઉત્તરે છે. નર્મદાનો થોડો ભાગ આ પ્રાંતમાં વહે છે.

**જમીનઃ**—તેના દક્ષિણના ભાગમાં કાળી અને ઉત્તરમાં ગોરાડુ જમીન છે. તે ખેડા જિલ્લા જેવો રસાળ છે.

**આબોહવાઃ**—ઉનાળામાં તાપ લાગે છે. વરસાદ ૩૮ ઈંચ પડે છે.

**પાકઃ**—કાનમમાં કપાસ અને ડાંગર પુષ્કળ થાય છે. પેટલાદ મહાલમાં તમાકુ સારી થાય છે.

**વડોદરા** :—( ૧,૦૦,૦૦૦ ) વિશ્વામિત્રીને કિનારે આવેલું વડોદરાની રાજ્યધાનીનું શહેર છે. તે મોટું જંકશન છે. ત્યાંથી ગોધરે થઈ મથુરા સુધી રેલવે જાય છે. રજપુત ચંદન રાજાના નામ ઉપરથી તે **ચંદનાવતી** કહેવાય છે. કેટલાક તેને વટપ્રદ (વટોદરા) કહે છે. ત્યાં ઘણાં સુંદર મકાનો છે. કમાટી બાગ, સંગ્રહસ્થાન, ચિત્રશાળા, ચીમનાબાઈ ટાવર, ન્યાયમંદિર, લક્ષ્મીવિલાસ પેલેસ, નજર બાગ, સેન્ટ્રલ લાયબ્રેરી વગેરે ત્યાં જોવા લાયક સ્થળ છે. વિશ્વામિત્રી ઉપરનો ઝૂલતો પૂલ જોવા જેવો છે. શહેરમાં વચ્ચે માંડવી છે. ત્યાં કાપડની ચાર મિલો છે.

**ડભોઈઃ**—વડોદરાથી ૧૮ માઈલ પર આવેલું છે. વીસળદેવે બંધાવેલો જુનો કિલ્લો તથા **હીરા** દરવાજો જોવા લાયક છે. કિલ્લો પડી ગયો છે, પણ તેના બાંધકામ ઉપરથી આપણને જુના વખતની કારીગરીનો ખ્યાલ આવે છે. અહીંનાં તાંબાપિત્તળનાં વાસણ વખણાય છે. તે રેલવે જંકશન છે.

---

## નવસારી પ્રાંત.

---

**સીમાઃ**—સુરત જિલ્લાનો અંગ્રેજી મુલક તેની વચમાં આવવાથી તેના ઉત્તર અને દક્ષિણ એવા ભાગ થયા છે. ઉત્તરે ભરુચ

જિલ્લો અને રેવાકાંઠા; પશ્ચિમે સુરત જિલ્લો અને અરબી સમુદ્ર; દક્ષિણે સુરત, વાંસદા અને ડાંગનાં રાજ્યો, અને પૂર્વમાં ખાનદેશ છે.

**કુદરતી રચના:**—પૂર્વનો ભાગ ડુંગરાળ છે; કારણ કે વિંધ્યાચળ અને સાતપુડાના ફાંટા આવેલા છે. મધ્યનો ભાગ રસાળ છે.

**નદીઓ:**—તાપી સોનગઢ અને વ્યારામાં થઇને વહે છે. મીંઢોળા, પૂર્ણા અને કીમ પૂર્વથી વાયવ્ય તરફ વહે છે.

**જમીન:**—પૂર્વનો ભાગ પહાડી છે. બીજે બધે કાંપની જમીન હોવાથી તે ફળદ્રુપ છે.

**આબોહવા:**—સોનગઢ વ્યારામાં જંગલ હોવાથી ત્યાંની હવા ખરાબ છે. બીજા ભાગની હવા સારી છે. ઉનાળામાં તાપ લાગતો નથી. વરસાદ ૫૩ ઈંચ પડે છે.

**પાક:**—પશ્ચિમનો દરીઆકિનારા પાસનો ભાગ ફળદ્રુપ છે, તેથી ત્યાં કલમી આંબા, શેરડી, કેળાં, અનનાસ વગેરે ફળ થાય છે. ડાંગર અને કપાસ વિશેષ થાય છે. વળી બીજો પાક તથા શાકભાજી સારાં થાય છે. ગણદેવીનો ગોળ જાણીતો છે.

**નવસારી:**—પ્રાંતનું મુખ્ય શહેર છે. તેમાં પારસીની વસ્તી વિશેષ છે. તેમની અગિઆરીઓ અહીંઆં ઘણી છે. ઉનાળામાં હવા ઠંડી અને તંદુરસ્ત છે.

**સોનગઢ:**—ટાપ્ટીવેલી રેલવેનું સ્ટેશન છે. ત્યાંનો કિલ્લો જોવા લાયક છે.

---

## અમરેલી પ્રાંત.

---

આ પ્રાંતનો મુલક કાઠિઆવાડમાં છુટોછવાયો છે. તેના ત્રણ કકડા છે.

(૧) અમરેલી પ્રાંત સોરઠની પૂર્વે, (૨) કોડિનાર સોરઠની દક્ષિણે, અને (૩) ઓખામંડળનો દ્વીપકલ્પ કાઠિઆવાડની છેક પશ્ચિમે છે.

**કુદરતી રચના:**—અમરેલી પ્રાંતનો મોટો ભાગ ઉંચા નીચા મેદાનનો વેરાન પ્રદેશ છે. દક્ષિણનો ભાગ ડુંગરાળ છે. પાસે ગીરનાં જંગલો છે. કોડિનારનો ઉત્તર ભાગ ડુંગરાળ છે, અને દક્ષિણે કિનારો હોવાથી જમીન રસાળ નથી. ઓખામંડળનો ભાગ ડુંગરાળ અને રેતાળ છે. શેત્રુંજી નદી પ્રાંતના મધ્ય ભાગમાં વહે છે.

**પાક:**—બાજરી, જુવાર, ઘઉં, શેરડી તથા રૂ થાય છે.

**વસ્તી:**—અમરેલી પ્રાંતમાં કાઠીની તથા ઓખામાં વાઘેર લોકની વસ્તી વિશેષ છે.

**અમરેલી:**—પ્રાંતનું મુખ્ય શહેર છે. ત્યાં હાથવણાટનું કાપડ તથા રંગાટકામ સારૂં થાય છે.

**દ્વારકા:**—હિંદુઓનાં ચાર મુખ્ય જાત્રાનાં ધામમાંનું એક એ છે. તે દરીઆકિનારે આવેલું બંદર ઘણા જુના વખતથી જાણીતું છે. એ શ્રીકૃષ્ણની રાજધાનીનું શહેર હતું. ત્યાં જવા માટે ઠેઠ સુધીની રેલવે છે. ત્યાં ઘણાં મંદિરો છે. તેમાં રણછોડજીનું મંદિર બહુ જાણીતું છે. દર વરસે ત્યાં હજારો જાત્રાળુઓ આવે છે. તેઓ ગોમતીમાં નહાય છે. તેમની પાસેથી કર લેવામાં આવે છે. શ્રીશંકરાચાર્યના ચાર મઠમાંનો એક મઠ અહીંઆં છે. તેની પાસે **ઓખા** આબાદ થતુ બંદર છે.

---

## કડી પ્રાંત.

---

**સીમા:**—ઉત્તરે પાલણપુર એજન્સિ, પશ્ચિમે રાધનપુર અને અમદાવાદ જિલ્લો, દક્ષિણે અમદાવાદ જિલ્લો અને પૂર્વમાં મહીકાંઠા છે.

**કુદરતી રચના:**—તેમાં ડુંગરો નથી. જમીન સપાટ છે. સાબરમતી, સરસ્વતી અને રૂપેણ નદીઓ તેમાં વહે છે.

**આબોહવા:**—હવા ઘણી સારી છે. ઉનાળામાં તાપ અને શિઆળામાં ટાઢ પડે છે. વરસાદ ૨૭ ઇંચ પડે છે.

**પાક**:—અહીં જંગલો નથી. બાજરી, જુવાર, ઘઉં, કપાસ તથા તેલીબીઆં અને અફીણ એ મુખ્ય પાક છે.

**જાણવા લાયક સ્થળો**:—

**સિદ્ધપુર**:—તે સરસ્વતી નદીને કાંઠે આવેલું હિંદુઓનુ જાત્રાનું ધામ છે. અહીં માતાનું શ્રાદ્ધ થાય છે. મૂળરાજ સોલંકીએ અહીંઆં રૂદ્રમાળ બંધાવ્યો હતો, અને સિદ્ધરાજે તે પુરો કરાવ્યો હતો. હાલમાં તેનો ઘણો ભાગ નાશ પામ્યો છે.

**પાટણ**:—વનરાજ ચાવડાએ તેના મિત્ર અણહિલ ભરવાડના નામ ઉપરથી તેનું નામ **અણહિલપુરપાટણ** રાખ્યું હતું. તે કરણ-ઘેલાના સમય સુધી ગુજરાતના રજપુત રાજાઓની રાજધાનીનું શહેર રહ્યું. પછી મુસલમાની રાજ્યની રાજધાની અમદાવાદમાં થવાથી તે પડી ભાંગ્યું. ત્યાં રાણી વાવ, પંચાસરા પારસનાથ વગેરે જોવા લાયક સ્થળ છે. વનરાજની મૂર્તિ હજુ હયાત છે. સિદ્ધરાજે બંધાવેલું સહસ્રલિંગ તળાવ પુરાઈ ગયું છે. ત્યાંનાં માટીનાં વાસણ, પટોળાં, સુડી, ચપ્પુ વગેરે વખણાય છે.

**વડનગર**:—ઘણું જુનું શહેર છે. વડનગરા નાગરનું મૂળ સ્થાન આ શહેર છે. ત્યાં હાટકેશ્વર મહાદેવનું દહેરૂં જોવા લાયક છે.

**વીસનગર**:—એ વીસનગરા નાગરોનું મૂળ ગામ છે. ત્યાંનાં તાંબાપિત્તળનાં વાસણ વખણાય છે.

**મહેસાણા**:—એ રેલવે જંકશન છે. ત્યાંથી વીરમગામ, પાટણ, આબુરોડ અને અમદાવાદ જવાય છે.

**ઉંઝા**:—એ કડવા કણબીની કુળદેવીની જગા છે.

---

## કાઠિઆવાડ.

---

**સામાન્ય વર્ણન**:—કચ્છ અને ગુજરાતના કિનારા વચ્ચે અરબી સમુદ્રમાં બહાર પડતો એક મોટો દ્વીપકલ્પ છે, તેને કાઠિઆવાડ

કહે છે. અસલના વખતમાં તેને સૌરાષ્ટ્ર—સારો દેશ કહેતા હતા. ઇ. સ. ના તેરમા અને ચૌદમા સૈકામાં કાઠી લોકો ત્યાં ઉતરી આવ્યા. ત્યારપછી તેનું નામ કાઠિઆવાડ પડયું. પહેલાં કચ્છનું રણ અને ખંભાતનો અખાત એકાકાર હતાં, એટલે કાઠિઆવાડ બેટરૂપ હતો; પણ સાબરમતી, લુણી, બનાસ વગેરે નદીઓના પુરણથી ત્યાં જમીન થતી ગઈ; અને આખરે કાઠિઆવાડ ગુજરાત સાથે જોડાઈ ગયો. આ કાંપના સપાટ મેદાન સિવાય આખા કાઠિઆવાડની જમીન ડુંગરોને ના ઉંચી નીચી છે. ઉત્તરમાં રણનો કાંઠો વેરાન છે. ઉંચામાં ઉંચો

પ્રદેશ મધ્યમાં છે. ત્યાંથી ચારે તરફ નદીઓ વહે છે. કિનારાની જમીન રેતાળ છે.

**સીમા:**—તેની દક્ષિણે અને નૈઋત્યે અરબી સમુદ્ર છે. ઉત્તરમાં કચ્છનો અખાત તથા કચ્છનું રણ છે. પૂર્વમાં અમદાવાદ જિલ્લો અને ખંભાતનો અખાત છે. કચ્છના રણનો અને ખંભાતના અખાતનો મોટો ખારોપાટ તેની પૂર્વ દિશામાં બંને બાજુએ આવેલો છે. વચમાં **નળકાંઠાનો** ભાગ તળ ગુજરાતને કાઠિઆવાડથી જુદો પાડે છે.

**જમીન અને પાક:**—કાઠિઆવાડનો મોટો ભાગ ડુંગરાળ છે. જમીન ખડકાળ હોવાથી તેમાં ખેતી થઈ શકતી નથી. ડુંગરની વચમાં આવેલી ખીણો રેતાળ અને વેરાન છે. જ્યાં જમીન સારી છે અને વરસાદ સારો પડે છે, ત્યાં ખેતી ઠીક થાય છે; તેથીજ ત્યાં વસ્તી વિશેષ હોય છે. ભાદર અને શેત્રુંજી નદી વચ્ચેનો પ્રદેશ ઘણો રસાળ છે. દરીઆ પાસેની જમીન ખારોપાટ છે. ઉત્તર તરફનો રણ પાસેનો ભાગ વેરાન છે. દક્ષિણનો ખારોપાટ મૂક્યા પછી ખેડાણ જમીન આવે છે. નળકાંઠાના ભાગમાં ડાંગર વિશેષ થાય છે. ભાલમાં ઘઉં પુષ્કળ થાય છે. ચોટીલાની આજુબાજુના પાંચાલ ભાગમાં ઘાસ ઘણું ઊગે છે. શેત્રુંજાની દક્ષિણનો વાળાક ભાગ ફળદ્રુપ છે. ગીરની દક્ષિણનો 'વાઘેર' કાંપનો પ્રદેશ હોવાથી ત્યાં ત્રણ વખત પાક ઉતરે છે.

**નદીઓ:**—ભાદર મોટામાં મોટી નદી છે. શેત્રુંજી, મચ્છુ, ભોગાવો અને સુખભાદર બીજી નદીઓ છે.

**આબોહવા:**—ઉત્તરમાં રણને લીધે તાપ લાગે છે, પણ કિનારા પરની હવા સમધાત છે. ઝાલાવાડ અને હાલારનો પશ્ચિમ ભાગ તંદુરસ્ત હવાવાળો છે. દક્ષિણ ભાગમાં ઉનાળામાં બહુ તાપ પડે છે. કાઠિઆવાડની હવા એકંદરે તંદુરસ્ત અને ખુશનુમા છે.

**ખાડીઓ:**—કિનારા પર રેતીના ટેકરા અને કાદવના ઢગ હોય છે; તોપણ કેટલેક ઠેકાણે નદીનાં મુખ અને ખાડીઓથી

કિનારો ખાંચાવાળો જણાય છે. દક્ષિણ ભાગમાં દરીઆનું પાણી અંદર ઘૂસી જવાથી કિનારો ખારોપાટ છે, એટલે વનસ્પતિ થોડી થાય છે. **હંસતાલઃ**–એ કચ્છના અખાતમાં ઉંડી ખાડી છે. તેના બે ભાગ થાય છે. (૧) કચ્છ તરફની કચ્છની ખાડી, અને (૨) હાલાર તરફની હાલાઈ ખાડી છે. **ભાવનગરઃ**–તે ભાવનગર શહેર અને ખંભાતના અખાત વચ્ચે આવેલી છે. તે વાંકીચુંકી છે; પણ વહાણને હરકત આવે તેવી નથી. શહેરથી ફક્ત એક માઇલ દૂર સુધી વહાણો આવે એવું હાલમાં બંદર સુધારવામાં આવ્યું છે. **ધોલેરાઃ**–તે દરીઆથી દસ માઇલ દૂર છે. ખાડી વાંકી છે, અને વહાણને આવવાનો આધાર ભરતી ઉપર છે. તેમાં કાદવના ઢગલા થાય છે. **સુંદરાઈઃ**–ભાવનગરની ઉત્તરે આઠ માઇલ ઉપર છે. **બાવલીઆઃ**–સુંદરાઈની ઉત્તરે બે માઇલ ઉપર છે.

**બેટઃ**—ખંભાતના અખાતમાં **પીરમ** બેટ છે. ત્યાં દીવાદાંડી છે, તેનું તેજ દસ માઇલ સુધી જણાય છે. કચ્છના અખાતમાં **શંખોદ્ધાર** બેટ છે, તે ગાયકવાડને તાબે છે. તેનો આકાર શંખના જેવો છે, તેથી તેવું નામ પડ્યું છે. દ્વારકાની જાત્રાએ જનાર ત્યાં અવશ્ય જાય છે.

**ખનીજઃ**—પત્થર, આરસ, લોઢું, મીઠું, અને સુરોખાર.

**નિકાસઃ**—પત્થર, ઘઉં, બાજરી, રૂ, ઘી, તેલી બીઆં, અને ઊન. વધારેમાં વધારે રૂ બહારગામ જાય છે.

**આયાતઃ**—સુતરાઉ કપડાં, અનાજ, ખાંડ, ગોળ, સોનું અને રૂપું.

**વસ્તીઃ**—તેનો વિસ્તાર ૨૭,૪૪૫ ચો. મા. છે, અને વસ્તી ૨૫,૩૯,૦૦૦ માણસની છે.

**રાજ્યવહીવટઃ**—કાઠિઆવાડમાં બધાં મળીને નાનાં મોટાં જુદાં જુદાં ૨૦૦ રાજ્યો છે. તેમાં ભાવનગર, પોરબંદર, ગોંડળ, ધ્રાંગધ્રા, મોરબી, જામનગર, જુનાગઢ અને જાફરાબાદ એ પહેલા વર્ગનાં રાજ્યો છે. વાંકાનેર, પાલિતાણા, ધ્રોળ, લીમડી, રાજકોટ અને વઢવાણ એ છ રાજ્યો બીજા વર્ગનાં છે. પશ્ચિમ હિંદ એજન્સિ અને પૂર્વ હિંદ

એજન્સિ એવા બે ભાગ રાજ્યવહીવટ માટે પાડયા છે. હાલાર અને સોરઠ પશ્ચિમ હિંદ એજન્સિમાં, અને ઝાલાવાડ અને ગોહિલવાડ પૂર્વ હિંદ એજન્સિમાં આવેલા છે. એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રાજકોટમાં રહે છે. તેના હાથ નીચે ઉપર જણાવેલા ચાર પ્રાંતના ચાર પોલિટિકલ એજન્ટો છે; તેઓ રાજકોટ, જેતલસર, વઢવાણ અને સોનગઢમાં રહે છે. તેઓ દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખે છે.

---

## હાલાર.

---

**સામાન્ય વર્ણન:**—આ પ્રાંત કાઠિઆવાડની પશ્ચિમે આવેલો છે. ઇ. સ. ૧૫૩૫માં કચ્છના **જામ હાલાના** વંશના પ્રથમ જાડેજા રાજાએ આ પ્રાંત તાબે કર્યો હતો. તેમાં **જામનગર**નું રાજ્ય આવેલું છે. ત્યાંનો રાજા જાડેજા રજપુતનો શિરોમણિ ગણાય છે. તે **જામ**ને નામે ઓળખાય છે. બીજાં મુખ્ય રાજ્યો **રાજકોટ, ધ્રોળ,** ગોંડળ અને **મોરબી** છે.

**જામનગર:**—(નવાનગર) જામનગરના રાજ્યની રાજધાનીનું એ શહેર છે. રાજાની અટક જામ છે, તે ઉપરથી તેને જામનગર કહે છે. તે ઘણું રળિઆમણું અને ચોકખું શહેર છે, તેમજ ત્યાંનું રેશમી તથા કસબી કાપડ તથા રંગાટ કામ વખણાય છે. શહેરમાં જોવા લાયક મકાનોમાં જૈનોનાં દહેરાં, હિંદુઓનાં મંદિરો, લખોટા મહેલ, સંગ્રહસ્થાન તથા કોઠા છે. હાલમાં આ રાજયનું **બેડી** બંદર આબાદ થતું જાય છે. ત્યાં દરીઆકિનારે મોતી નીકળે છે. ખાંડ અને ચોખા એ આ બંદરનો વેપાર છે, અને બીજો પરચુરણ માલ પરદેશથી આવે છે.

**બાલાચડી:**—દરીઆકિનારે આવેલું શહેર છે. ત્યાંની હવા સારી હોવાથી ઉનાળામાં યુરોપીઅનો હવા ખાવા જાય છે.

**રાજકોટ:**—ત્યાંની હવા સારી છે. તે એજન્ટ ટુ ધ ગવર્નર જનરલનું સદર સ્ટેશન છે, ને રાજકોટ રાજ્યની રાજધાની છે. સંગ્રહ-

સ્થાન, રાજકુમાર કોલેજ, ટ્રેનિંગ કોલેજ વગેરે મકાન જોવા લાયક છે. તે વેપારઉદ્યોગમાં આગળ પડતું શહેર છે.

**મોરબી**:—મોરબી રાજ્યની રાજધાની છે. તેની પાસેના મોરબી ડુંગર ઉપરથી તેનું નામ મોરબી પડયું છે. તે મચ્છુ નદીને કિનારે આવેલું છે. ત્યાંનો નદી ઉપરનો ઝૂલતો પૂલ, દરબારગઢ, તથા ટાવર જોવા લાયક છે.

**ગોંડળ**:—ગોંડળ રાજ્યની રાજધાની છે. અહીંઆં ગરાસીઆ લોકોને ભણવાને માટે સ્કૂલ છે, તે તથા ચિત્રશાળા વગેરે જોવા લાયક સ્થળ છે.

---

## ઝાલાવાડ.

આ રાજ્ય કાઠિઆવાડની ઉત્તરે આવેલું છે. તેમાં ઝાલા રજપુતોનાં રાજ્યો આવેલાં છે, તે ઉપરથી **ઝાલાવાડ** નામ પડયું છે. તેમાં **ધ્રાંગધ્રા** પહેલા વર્ગનું છે; **લીમડી, વાંકાનેર અને વઢવાણ** બીજા વર્ગનાં; અને **લખતર, સાયલા** અને **ચુડા** ત્રીજા વર્ગનાં રાજ્યો છે.

**ધ્રાંગધ્રા**:—તે ધ્રાંગધ્રા રાજ્યની રાજધાની અને રેલવે સ્ટેશન છે. શહેરની બાંધણી નવી જાતની છે. શહેરમાં **અજીતવિલાસ** અને **માનવિલાસ** જોવા લાયક છે. રાજા ઝાલા રજપુત છે. અહીંના પત્થર આખા ગુજરાતમાં મકાન બાંધવાના કામમાં વપરાય છે.

**વઢવાણ**:—તે રાજ્યની રાજધાની ભોગાવો નદી ઉપર આવેલું છે. ઝાલાવાડનો વેપાર રૂનો છે, અને આ શહેર તેનું મુખ્ય મથક છે. તે ઘણું જુનું અને ઐતિહાસિક શહેર છે. એનું મૂળ નામ **વર્ધમાનપુર** હતું. પછીથી એને વઢવાણ કહેવા લાગ્યા. મહાવીર સ્વામીના મૂળ નામ વર્ધમાન ઉપરથી તેને વર્ધમાનપુરી કહેતા હતા. ત્યાં મહાવીર સ્વામીનાં પગલાં, રાણકદેવીની દેરડી, માધવ વાવ વગેરે જોવા લાયક છે. ભોગાવો નદીને કિનારે લશ્કરી છાવણી છે. તે કવિ દલપતરામની જન્મભૂમિ છે. વળી ત્યાં સાબુ બનાવવાનું કારખાનું છે.

**લીમડી:**—એ રાજ્યની રાજધાની છે, તેમજ રેલવે સ્ટેશન છે. ત્યાંનાં મકાનો તથા રસ્તા નવી ઢબના છે. અહીંના રાજકર્તાને **ઠાકોર** કહે છે. અહીંની સૂડી વખણાય છે. તળાવ, દેવાલયો, તથા દરબારગઢ જોવા લાયક છે.

**વાંકાનેર:**—રાજધાનીનું શહેર અને રેલવે સ્ટેશન છે. તેને ફરતો કોટ છે. શહેર નદીકિનારે છે. તેમાં કેટલાંક જોવા લાયક સુંદર મકાનો છે. બરફ બનાવવાનું, કપાસ લોઢવાનું, અનાજ દળવાનું, તેમજ બીયાં પીલવાનું વગેરે જુદી જુદી જાતનાં કારખાનાં પણ છે.

**મૂળી:**—અહીં સ્વામિનારાયણ સંપ્રદાયનું મોટું મંદિર છે.

---

## ગોહિલવાડ.

---

આ પ્રાંતમાં મોટે ભાગે ગોહિલ રજપુતનાં રાજ્યો હોવાથી તેનું નામ **ગોહિલવાડ** પડયું છે. તે ખંભાતના અખાત ઉપર કાઠિઆવાડના અગ્નિ ખુણામાં આવેલું છે. તેમાં ભાવનગર પહેલા વર્ગનું, અને **પાલિતાણા** બીજા વર્ગનું રાજ્ય છે. લાઠી, જસદણ વગેરે બીજાં નાનાં રાજ્યો છે.

**ભાવનગર:**—રાજધાની અને રેલવે સ્ટેશન છે. ત્યાંના રાજા ભાવસિંહજીએ ઇ. સ. ૧૭૪૨ માં વસાવેલું, તે ઉપરથી તેનું નામ **ભાવનગર** પડયું છે. કાઠિઆવાડમાં વેપાર, ઉદ્યોગ અને ધંધાની બાબતમાં આ શહેર પહેલા નંબરનું છે. વળી તે એક મોટું બંદર છે. ત્યાંથી દરીઓ દૂર હોવાથી ખાડી ખોદાવી વહાણો ત્યાં આવી શકે એવી સગવડ કરવામાં આવેલી છે, અને તેથી વેપાર ધમધોકાર ચાલે છે. શિવાલયો, રાજમહેલ તથા બીજાં સરકારી મકાનોથી તે શોભીતું શહેર છે. ત્યાંની શામળદાસ આર્ટસ કૉલેજ, દક્ષિણામૂર્તિ ભવન, તખ્તેશ્વર મહાદેવનું દહેરૂં, આલ્ફ્રેડ હાઇસ્કૂલ, વગેરે જોવા લાયક મકાનો છે. એક કાપડ વણવાની મીલ, રૂની ગાંસડી બાંધવાના સંચા તથા રાચરચીલાં બનાવવાનાં બીજાં કારખાનાં છે.

**પાલિતાણા**:—તેની પાસે શેત્રુંજો પર્વત છે. જૈનોનાં સુંદર દહેરાં છે અને તે પવિત્ર સ્થળ છે. હજારો જૈનો ત્યાં દર વરસે જાત્રા કરવા જાય છે.

**મહુવા**:—આ એક સારૂં બંદર છે. ત્યાંથી મુંબઈ રૂ જાય છે. વેપારમાં તે આગળ પડતું શહેર છે. ત્યાંની કેરી સારી વખણાય છે, તેમજ હાથીદાંત તથા લાકડાનાં રમકડાં વખણાય છે.

**સિહોર**:—તેનું મૂળ નામ સિંહપુર છે, અને તે ઉપરથી સિહોર નામ પડયું છે. અહીં તાળાં તથા પિત્તળનાં વાસણ સારાં બને છે. સિહોરી પેંડા વખણાય છે.

**ગઢડા**:—સ્વામિનારાયણ સંપ્રદાયવાળાનું ધામ છે. વડતાલથી બીજે નંબરે ગઢડા છે.

**લાઠી**:—લાઠી સંસ્થાનની રાજધાની છે. ઉત્તમ કવિ તરીકે વખણાએલા "કલાપી" (સુરસિંહજી) એ અહીંના રાજકર્તા હતા.

---

## સોરઠ.

---

તેનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું, અને તે નામથી આખો કાઠિઆવાડ ઓળખાતો. હાલનો સોરઠ પ્રાંત નૈૠત્ય ખુણામાં આવેલો છે. તેમાં જુનાગઢનું પહેલા વર્ગનું રાજ્ય છે. બીજાં રાજ્યો **જાફરાબાદ** અને **પોરબંદર** છે.

**જુનાગઢ**:—મુસલમાની રાજ્ય છે. તેનો નવાબ બાબી કુટુંબનો છે. તે ગીરનારની તળેટીમાં આવેલું છે, અને જુનું ઐતિહાસિક શહેર છે. તેનું મૂળ નામ જીર્ણદુર્ગ હતું. કેટલાક કહે છે, કે ત્યાં જુના વખતનો ગઢ હતો, તેથી જુનાગઢ નામ પડયું છે. ભક્તકવિ નરસિંહ મહેતા જુનાગઢના વતની હતા. હાલમાં તેમનો ચોરો મોજુદ છે. ગીરનાર પર્વત ઉપર હિંદુ અને જૈનોનાં દહેરાં હોવાથી એ જાત્રાનું સ્થળ છે. કિલ્લો, જુમામસીદ, અડીકડી વાવ, નવઘણ કુવો, બૌદ્ધગુફા

વગેરે જોવાલાયક જગાઓ છે. ગીરનારની તળેટીમાં અશોકનો શિલા-લેખ હજુ મોજુદ છે.

**સોમનાથ પાટણઃ**—તે જુનું ઐતિહાસિક શહેર દરીઆ-કિનારે આવેલું છે. એને કેટલાક પ્રભાસપાટણ પણ કહે છે. ત્યાં પ્રસિદ્ધ સોમનાથ મહાદેવનું તૂટી ગએલું દહેરૂં છે. પહેલાં અહીં હજારો લોકો જાત્રા કરવાને માટે આવતા હતા. તેના ઉપર મહમુદ ગીઝનીએ ઇ. સ. ૧૦૨૪માં ચઢાઈ કરી હતી. તે મહાદેવની મૂર્તિ તોડી નાખી અઢળક દ્રવ્ય લઈ ગયો હતો. પાછળથી કુમારપાળે તે સમરાવ્યું હતું. તેની પાસે શ્રીકૃષ્ણે દેહ છોડયો હતો, એથી તે દેહોત્સર્ગ કહેવાય છે. ગામ બહાર ત્રિવેણી નદીને કાંઠે પ્રભાસક્ષેત્રની જગા છે, ત્યાં અવગતિ પામેલાનું શ્રાદ્ધ કરવામાં આવે છે.

**પોરબંદરઃ**—એ નામના રાજ્યની રાજધાની અને બંદર છે. અહીંના રાજકર્તા **રાણા** કહેવાય છે. શહેર ચોકખું અને સુંદર છે. એને કેટલાક સુદામાપુરી પણ કહે છે; કારણ કે શ્રીકૃષ્ણના મિત્ર સુદામા ત્યાં રહેતા હતા. ત્યાં સુદામાજીનું મંદિર છે. ઘણા જાત્રાળુઓ ત્યાં આવે છે. ત્યાંથી પત્થર, સીમેંટ વગેરે પરદેશ જાય છે.

**જાફરાબાદઃ**—તે જંજીરાના સીદી નવાબના તાબાનું બંદર છે.

**વેરાવળઃ**—જુનાગઢ રાજ્યનું બંદર છે, અને હવાખાવાનું ઠેકાણું છે. ત્યાંની ધોળી ડુંગળી વખણાય છે. અરબસ્તાનનાં ખજુર અને ખારેક ત્યાંથી બધે જાય છે.

---

## કચ્છ.

---

**સીમાઃ**—કચ્છનો અર્થ દરીઆકિનારાની જમીન થાય છે. ત્યાંની ભૂમિરચના, લોકોનો સ્વભાવ, ભાષા, વફાદારી વગેરે જોતાં તે બીજા ભાગ કરતાં જુદો પડી જાય છે. ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે નાનું રણ, દક્ષિણે કચ્છનો અખાત, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી રચના:**—એકંદરે કચ્છ ઝાડ-બીડ વગરનો વેરાન અને ડુંગરાળ પ્રદેશ છે. દક્ષિણના ભાગમાં રેતીના ટેકરા છે. તેની પાછળનો ભાગ ફળદ્રુપ છે; પણ તેની પેલી પાર ત્રણ ડુંગરોની હાર છે. તેમાં બારે માસ પાણી રહે એવી નદી નથી. ત્યાંની જમીન છિદ્રાળુ હોવાથી કુવા અને તળાવમાં પાણી ભરી રાખવું મુશ્કેલ છે; પણ ખડકનો ભાગ થોડો ખોદવાથી ભાંભરૂ પાણી નીકળે છે.

**જમીન:**—જમીન રેતાળ, ખડકાળ અને કાંપની છે. કેટલીક જગાએ જ્વાળામુખી પર્વતને લીધે દરીઆને તળીએ જણાતી વસ્તુઓના અવશેષ માલમ પડે છે. ત્યાં વારંવાર ધરતીકંપ થાય છે.

**આબોહવા:**—કિનારા પરની હવા ઠંડી અને ખુશનુમા છે; પણ અંદરના ભાગમાં ઉનાળામાં સખત તાપ પડે છે, અને રેતી બહુ ઉડે છે. ભુજમાં સરેરાશ ૧૨ ઈંચ વરસાદ પડે છે.

**વનસ્પતિ:**—લીમડો, પીપળો અને બાવળ કોઈ કોઈ જગાએ જણાય છે. કિનારે નાળિએરનાં ઝાડ પણ ઊગતાં નથી. જંગલ એક પણ નથી.

**પાક:**—ખેડવા લાયક જમીન થોડી છે, પણ રેતાળ ભાગમાં પણ ખેતી થાય છે. ઘઉં, જવ, કપાસ, જુવાર, બાજરી અને કઠોળ થાય છે.

**ખનીજ:**—લોઢું, કોલસા, ફટકડી, સુરોખાર, ઘંટીના પત્થર અને પીળો આરસ.

**ઉદ્યોગ:**—હાથવણાટનું રેશમી અને સુતરાઉ કાપડ, સોનારૂપાની નકશીવાળા ઘાટ, ધાતુનાં અને માટીનાં વાસણ તથા દરીઆઈ વેપાર.

**વસ્તી:**—તેનો વિસ્તાર અમદાવાદ જિલ્લાથી બમણો છે, પણ વસ્તી અડધી છે. લોકો સાહસિક છે; ઝાંઝીબાર, અરબસ્તાન અને સિંગાપુર જેવે ઠેકાણે તેઓ સફર કરે છે. કચ્છના મુંબઈમાં રહેતા ભાટીઆ લક્ષાધિપતિ છે.

**રાજ્યવહીવટ:**—કચ્છ મહાન્ સિકંદરના વખતથી જાણીતો છે. તેમાં ગ્રીક, શક, પારથીઅન, ક્ષત્રપ અને ગુપ્ત રાજ્યોનો અમલ

હતો; પછી ચારણ, કાઠી અને ચાવડાના હુમલા થયા હતા. નવમા સૈકામાં આરબો આવ્યા. ચૌદમા સૈકામાં સિંધમાંથી આવી સામા રજપુતોએ તે જીતી લીધો. તે **જાડેજા** કહેવાય છે. કચ્છના રાજકર્તાને **રાવ** કહે છે. કચ્છમાં ભાયાતો છે, તેમને લશ્કરી મદદની શરતે જાગીર આપેલી હોય છે, ત્યાં તે સ્વતંત્ર રીતે રાજ્ય કરે છે; પણ રાવ અને તેમની તકરારનો ચુકાદો અંગ્રેજ સરકાર આપે છે.

**ભુજ:**—રાજધાનીનું શહેર છે. તેની ચારે બાજુએ ડુંગર હોવાથી તે નીચાણમાં છે. રાવ ખેંગારજીએ તે ઇ. સ. ૧૬૦૫માં બંધાવ્યું હતું. તેની આસપાસ જબરો કિલ્લો છે, અને તેની અંદર રાવનો મહેલ છે. આગમહેલ, આયનામહેલ, સંગ્રહસ્થાન, સંસ્કૃત પાઠશાળા, હાઇસ્કૂલ વગેરે જોવા લાયક મકાન છે. **ભુજીઆ** ડુંગર પર ભુજંગનું દહેરૂં છે.

**માંડવી:**—દક્ષિણ કિનારે આવેલું મોટું બંદર છે. તેનો વેપાર ધમધોકાર ચાલે છે. ત્યાંની વસ્તી વધારેમાં વધારે છે. અહીંઆં આગબોટ આવે છે. તેની પાસે દીવાદાંડી છે.

**અંજાર:**—ઇ. સ. ૧૬૦૨ માં રાવશ્રીએ બંધાવ્યું હતું. તેને ફરતો કિલ્લો છે. ત્યાં પોલાદનો સામાન તથા તાંબાપિત્તળનાં વાસણો સારાં થાય છે. તે વેપારનું મથક છે.

લખપત, તુણા, જખૌ અને મુંદ્રા એ બીજાં બંદરો છે.

---

## સ્વતંત્ર મુલક

---

**દીવ:**—એ કાઠિઆવાડને દક્ષિણ કિનારે આવેલો બેટ છે. તે યુરોપમાંના પોર્ટુગલ દેશના ફિરંગી લોકને તાબે છે. પહેલાં તે વેપારનું મથક હતું.

**દમણ:**—તે સુરત જિલ્લાની દક્ષિણે ફિરંગી લોકોના તાબાનું સંસ્થાન છે. તેમાંનો **નગરહવેલી** ભાગ ઘણો ફળદ્રુપ છે.

---